મેરે મુફ્તી-એ-આઝમકી નિરાલી શાનો-શૌકત હૈ,
ઝમાને શીર ખ્વારી મેં મિલી ઇનકો ખિલાફત હૈ.
(અઝ : “મસ્રૂફ” હમદાની)



# હુઝૂર મુફતી આઝમે હિન્દ ની એક શાનદાર કરામત


-: લેખક :-

ખલીફ-એ-મુફ્તી આઝમે હિન્દ, મુનાઝિરે અહલે સુન્નત, અલ્લામા

**અબ્દુસ્સત્તાર હમદાની “મસ્રૂફ” (બરકાતી - નૂરી)**


હસ્બે ફરમાઇશ

બઝમે મુહિબ્બાને રઝા

(તલ્બા :- દારૂલ ઉલૂમ ગૌષે આઝમ-પોરબંદર.)


પ્રકાશક

મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા

ઇમામ અહમદ રઝા રોડ, પોરબંદર.

બમૌકા :- ઉર્ષે નૂરી, ૧૪, મહોર્રમ સ.હિ. ૧૪૩૨ પ્રમાણે :- ૨૧, ડિસેમ્બર, ઇ.સ. ૨૦૧૦

મેરે મુફ્તી-એ-આઝમ કી નિરાલી શાનો-શૌકત હૈ,

ઝમાને શીર ખ્વારી મેં મિલી ઇનકો ખિલાફત હૈ.

(અઝ : "મસ્રૂફ" હમદાની)

# હુઝૂર
# મુફ્તી આઝમે હિન્દ ની
# એક શાનદાર કરામત


-: લેખક :-

ખલીફ-એ-મુફ્તી આઝમે હિન્દ, મુનાઝિરે અહલે સુન્નત, અલ્લામા

**અબ્દુસ્સત્તાર હમદાની** "મસ્રૂફ" (બરકાતી - નૂરી)


હસ્બે ફરમાઇશ

**બઝમે મુહિબ્બાને રઝા**

(તલ્બા :- દારૂલ ઉલૂમ ગૌષે આઝમ-પોરબંદર.)


પ્રકાશક

**મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા**

ઇમામ અહમદ રઝા રોડ, પોરબંદર.

બમૌકા :- ઉર્ષે નૂરી, ૧૪, મહોર્રમ સ.હિ. ૧૪૩૨ પ્રમાણે :- ૨૧, ડિસેમ્બર, ઇ.સ. ૨૦૧૦









| | | |
|---|---|---|
| કિતાબ નું નામ | : | હુઝૂર મુફ્તી આઝમે હિન્દ ની એક શાનદાર કરામત |
| લેખક | : | ખલીફ-એ-મુફ્તી આઝમે હિન્દ, **અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની** "મસ્રૂફ" (બરકાતી - નૂરી) |
| કંપોઝીંગ | : | હાફિઝ ઇમરાન હબીબી (અહમદાબાદ) |
| પ્રુફ રિડીંગ | : | હાજી શબ્બીર અબ્દુસ્સત્તાર હમદાની |
| આવૃતિ | : | પહેલી |
| પ્રત | : | ૧૧૦૦ |
| પ્રકાશન વર્ષ | : | ૧૪, મહોર્રમ સ.હિ. ૧૪૩૨ પ્રમાણે :- ૨૧, ડિસેમ્બર, ઇ.સ. ૨૦૧૦ |
| બમૌકા | : | ઉર્ષે નૂરી - નગીના મસ્જિદ, પોરબંદર |
| હસ્બે ફરમાઇશ | : | બઝ્મે મુહિબ્બાને રઝા, દારૂલ ઉલૂમ ગૌષે આઝમ - પોરબંદર. |

## -: પ્રાપ્તિ સ્થાન :-

(૧) દારૂલ ઉલૂમ ગૌષે આઝમ,
ઇમામ અહમદ રઝા રોડ, પોરબંદર.
ફોન : (૦૨૮૬) ૨૨૪૬૯૯૬

(૨) મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા, પોરબંદર.
મોબાઇલ : ૯૮૭૯૩૦૩૫૫૭

# બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# નહમદોહૂ-વ-નુસલ્લી-અલા-રસૂલેહિલ-કરીમ.

તાજદારે અહલે સુન્નત, શેહઝાદ-એ-આ'લા હઝરત, આકા-એ-નેઅ્મત, હુઝૂર મુફ્તી આઝમે હિન્દ, મૌલાના મુસ્તફા રઝા ખાં રદિઅલ્લાહો તઆલા અન્હો ની ઝાતે ગિરામી એટલી અસંખ્ય ખૂબીઓ અને કરામતો નો સંગમ હતી, કે આપના જીવન ના વિવિધ પાસાઓ, ઇલ્મી મહાનતા, તક્વા અને પરહેઝગારી ની અદ્વીતીયતા, શરીઅત ની ચુસ્તપણે પાબંદીની વિશિષ્ટતા, ઇશ્કે રસૂલ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ની ભવ્યતા, ઇસ્લામ ના ઉસૂલો ની રક્ષા કાજે અને તહફ્ફૂઝે દીને મતીન માટેની અડગતા, ફિત્નાઓની આંધી સામે ઝઝુમવાની વીરતા, કૌમે મુસ્લિમ ની ભલાઇ અને પ્રગતિ માટેની દૂર અંદેશી ના નિર્ણયોની નિશ્ચિતતા, ખુદા એ અર્પણ કરેલી સંપત્તી ને સુન્નિયત અને સુન્નિઓના ફાયદા માટે ખર્ચ કરવાની ઉદારતા, મુસ્લિમોની એકતા અને અખંડિતતા ને કોરી ખાનારા મુનાફિક તત્વો ની ભેદી પ્રવૃત્તિઓ ના ષડયંત્રોને પકડી પાડી ને તેના નિરાકરણ ની ચતુરતા, કપરા અને કષ્ટદાયક સંજોગો થી કૌમે મુસ્લિમ ને ઉગારી અને સહી અને સલામત પંથે દોરી જવાની ચપળતા, દુનિયા અને દુનિયાના સત્તાધિશોથી પ્રભાવિત થયા વગર સત્ય વિચારવાની નિડરતા અને સત્ય નો નારો બુલંદ કરવાના પરિણામ સ્વરૂપે ભોગવવી પડતી કઠીન વિટંમબણાઓને હસ્તા મુખે ઝીલવાની શૂરવીરતા, ઇલ્મો-ફન ના મહાસાગર ની





ગંભીરતા અને ધીરતા, આલિમાના શાન ની બુલંદી ના ગુણોં અને વંશીય સંસ્કારોની વિનમ્રતા ભર્યા કોમળ વલણ ની સદાચારીતા, અખ્લાક અને સહકાર ની નિતી ની અંબરતા, ગરીબો અને પછાતો પ્રત્યે ની કુણી લાગણી ની સજ્જનતા, માલદારો ના માલની લાલચ પ્રત્યે ધૃણાસ્પદ ઉપેક્ષા અને અનાદરની અડીખમતા, દીને ઇસ્લામ ના રક્ષક, મુસ્લિમો ના માર્ગદર્શક, એહકામે શરીઅત ના સુક્ષમ માં સુક્ષમ પાસાઓની જાણકારી ના વહક, અણ ઉકેલ પ્રશ્નો ને કુરઆન અને હદીષ ની રોશની માં ઉકેલનાર સંશોધક, સિરાતે મુસ્તકીમ એટલે કે સત્ય ના પંથ નાં સ્વચ્છ સ્વરૂપે નિર્દેશક, સાચા રેહબર, શરીઅત, તરીકત, હકીકત અને મારેફત ના દરેક ભેદો થી માહિતગાર, પોતાના યુગના વલીયો ના સરદાર, કામિલો ના રેહબર, વલીયે-કામિલ, ઝિન્દા વલી, બલ્કે વલીગર એટલે કે જેના ઉપર નિગાહે કરમ પડી જાય, તેને વલી બનાવી દે.

નૂરાની ચેહરો એવો તો સોહામણો કે બસ જોઇયા જ કરીએં. જોતા જ રહીયેં. નઝર ને નૂરાની ચહેરા ઉપર સ્થિર કરીને એકીટશે જોવા માં મગ્ન થઈ જઈએં. ચેહરાની નૂરાનિયત માં ઈમાન નું તેજ દ્રષ્ટિગોચર થાય. ઇશ્કે રસૂલ ના જઝબા નો જલ્વો મેહસૂસ થાય. હૃદય માં ઇશ્કે નબી ની ઝણઝણાટી નો અનુભવ થાય. ખુદા ની યાદ તાજી થાય. હદીષ નું મુકદ્દસ ફરમાન કે **"વલી ની એક ઓળખ તે પણ છે કે તેને જોવાથી ખુદા ની યાદ આવી જાય"** આ ઇરશાદે નબવી પ્રત્યક્ષ યથાર્થ થાય. નૂરાની ચહેરાના દીદાર માત્ર થી જ આંખોં ને ઠંડક નો એહસાસ થાય. વ્યાકુળ મન સાંત્વન પામે. બૈકરાર દિલ ને શાંતી મળે. દુખિયો જીવ સુખ પામે. રડતો રડતો આવનારો ક્ષણીક મુલાકાત પછી મુસ્કુરાતો પાછો જાય. દુઃખ

ની જવાળાઓ માં સેકાઈ જઈ ને કષ્ટ ની અગ્નિ ની બળતરા થી તડફડતો આપના ચેહરાની એક ઝલક પામી ને જાણે સુખ ની શીતળતા ની ઠંડક ની રાહત અનુભવે.

એક નઝર .....ફકત એક નઝર.....ઉડતો દ્રષ્ટિપાત ..... નિગાહે કરમ..... નિગાહે લુત્ફો ઇનાયત..... જેના ઉપર પડી તેની તો કિસ્મત જ ચમકી ગઈ..... શું શું મેળવી લીધું ? દુનિયા ની અકલ્પનીય નેઅમતો તો મળી..... પણ સૌથી વિશેષ ઉપહારતા સ્વરૂપે કદી પણ નષ્ટ ન થનારી ઈમાન ની દૌલત મળી. અનેક ગુમરાહ હિદાયત પામ્યા..... અનેક માર્ગ ભૂલ્યા સીધા રસ્તા ઉપર આવી ગયા. અનેક ઉજજડ અને વેરાન હદયો ની પથ્થરીલી અને નિર્જન ધરતી માં હરિયાળી ક્રાંતી આવી અને ઇશ્કે રસૂલ ના મધૂર અને મહેક વેરતા પુષ્પો સોળે કળીએ ખીલી ઉઠ્યા. ગુનાહ ના દલદલના કીચડ થી ખરડાએલા નૈકી ના પવિત્ર સરોવર માં સ્નાન કરીને એવા પાક-સાફ થઈ ગયા કે ગુનાહ ની કલ્પના પણ કરી ન શકે. સમગ્ર વ્યક્તિત્વ અને આચરણ સંપૂર્ણપણે શરીઅત ને અનૂસરી ને ઇસ્લામી ઝિન્દગી બની ગયું. દુષણો ની દુર્ગંધ ના સ્થાને સદગુણોની સુવાસ પ્રસરી.

હાથ માં હાથ આપી મુરીદ બની ગયા પછી જાણે ઈમાન ના મઝબૂત અને સુરક્ષિત કિલ્લામા આશ્રિત થઈ ગયા. બદ અકીદા અને બદ મઝહબ ના ચક્રવ્યુહ માં સપડાઈ ને ઈમાન ની દૌલત થી હાથ ધોઈ નાખવાની શક્યતા જ નહીંવત બની ગઈ. ફૈઝે મુર્શિદ ની વણથંભી સરવાણી સતત વિંઝાતી રહી અને મુરીદ ને ભિંજવતી રહી. મુર્શિદ .... અને તે પણ કેવા મુર્શિદ ? જેનો જોટો જડે તેમ નથી. આજે આપણી આંખો તેવો નૂરાની ચહેરો જોવા માટે તરસી રહી છે.



આવો નૂરાની ચહેરો હવે જોવા મળશે કે નહીં ? તે પણ એક મોટો પ્રશ્નાર્થ છે. આવો પીર હવે દુનિયાના કોઈ પણ ખુણે શોધ્યો જડે તેમ નથી. તક્વા અને પરહેઝગારી નો હસીન સંગમ, ઇશ્કે રસૂલ નો હદય માં ઉછાળા મારતો સમુદ્ર, ગુંબદે ખિઝરા ની યાદમાં તડફડતું વ્યક્તિત્વ, દીન ની પાસદારી, શરીઅત ની હિફાઝત, નિઃસ્વાર્થ ખિદમત, પરાયા ને પલભરમાં પોતાનો બનાવી લેવા માટે તેના ઉપર કરવામાં આવતી ઇનાયત, ગરીબ અને નાના વર્ગના લોકો ના પ્રત્યેની પ્રેમાળ સહાનુભૂતિ, ત્યાં સુધી કે દરેક વ્યક્તિ એવું અનુમાન કરે કે હઝરત મને જેટલો ચાહે છે, તેટલો અન્ય કોઈને નથી ચાહતા. સદગુણો અને સદાચાર ના મહાસાગર, વિશ્વસનિયતા, આધારભુતતા અને મક્કમતા માં હિમાલય પર્વત  જેવી અડગતા. એ બધા ની સાથે ઇસ્લામી સાહિત્ય અને શરીઅત ના કાનૂનો ની જાણકારી માં એટલા નિઃપુર્ણ કે વિશ્વ સ્તર ના બલ્કે મક્કા અને મદીના ના આલિમો પણ આપની પાસે થી સનદે હદીષ અને સનદે ફિકહ મેળવવા માટે આપના શિષ્ય બનવા તલપાપડ અને આપના શિષ્ય માં સ્થાન મેળવવા બદલ પોતાને મહા ભાગ્યશાળી સમઝે. મુફતીઓ ના માર્ગદર્શક, આમિલો ના રેહબર, વલીયો ના દિશાસુચક, અને કામિલો ને પણ દર્જાત ની બુલંદી અપાવનાર સહાયક. કાળજું કંપી રહ્યું છે. અશ્રુઓની વણથંભી વણઝાર ચક્ષુઓ દ્વારા સતત વહે છે. હઝરત નો વિયોગ અને વિરહ વાસ્તવમાં એવુ અસહ્ય છે કે હઝરત ના ખાલી સ્થાન નો કોઈ પુરક કે સાચો અનુગામી દ્રષ્ટી ગોચર નથી થતો.

મિલ્લતે ઇસ્લામી ના અનુયાયીઓ અને આગેવાનો ઉપર એવી જબરી પકડ કે હઝરત નો પડ્યો બોલ ઝીલવામાં દરેક

તલપાપડ. શરીઅત નું ઉલંઘન કરનારાઓ ઉપર એવી હાંક કે ખિલાફે શરીઅત કૃત્યો આચરનાર હઝરત સમક્ષ ઉપસ્થિત થવામાં પણ થરથર કાંપે. એવા નિડર અને બહાદૂર કે શરીઅત ની પ્રતિષ્ઠા ની સામે ગવર્મેન્ટ ની ધાક ને પણ ગોણ સમઝે. દુનિયાના ખજાના ને પગ ની ઠોકર થી ઠુકરાવી દે. માલદારો થી લેશમાત્ર પ્રભાવિત ન થાય અને ગરીબો પ્રત્યે લક્ષ આપવા થી સહેજ પણ વિચલિત ન થાય. પોતાના વાલિદે બુઝુર્ગવાર મુજદ્દિદે મિલ્લત, ઇમામ અહમદ રઝા ફાઝિલે બરૈલ્વી રદિઅલ્લાહો અન્હો ના સાચા વંશીય વારસદાર અને સાચા ઇલ્મી અનુગામી. બલ્કે આપને મુજદ્દિદ ઇબ્ને મુજદ્દિદ કહેવામાં આવે તો તેમાં કોઈ પણ જાતની અતિશ્યોક્તિ નહીં કહેવાય બલ્કે યથાર્થ ... યથાર્થ ... જ ગણાશે.

કરામતો ની તો વાત જ ન પૂછો. ડગલે ને પગલે હૈરત પમાડે તેવી કરામતો અસ્તિત્વમાં આવે. કલ્પનામાં ન આવે તેવી અજાયબી ભરી બાબતોના અનુભવ થાય. મહાન વલી બલ્કે ઝિંદા વલી તરીકે ની દરેક વિશિષ્ટતાઓ અને ખૂબીઓ ભરપૂર સ્વરૂપે બાહ્ય દ્રષ્ટીએ જ અનુભવી શકાય. તેમ છતાં નમ્રતા, વિનયતા, મુદ્દતા, સહિષ્ણુતા અને પરોપકારીતા ની કોમળતાની સુવાસ એવી પ્રસરે કે અન્ય કોઈ મહેક પ્રત્યે કશુંજ આકર્ષણ થાય જ નહીં.







## દારૂલ ઉલૂમ ગૌષે આઝમ - પોરબંદર ના તાલિબે ઇલ્મો ની અનુકરણિય બઝ્મ

### એટલે .....

# બઝ્મે મુહિબ્બાને રઝા

દારૂલ ઉલૂમ ગૌષે આઝમ પોરબંદર છેલ્લા ત્રીસ વર્ષ થી સુન્નિયત અને મસ્લકે આ'લા હઝરત ની અજોડ ખિદમત અંજામ આપીને ભારત ની અગ્રણીય સંસ્થામાં સ્થાન મેળવી લીધું છે. છેલ્લા બે (૨) વર્ષ થી ઇલ્મી ખિદમત અને ઇલ્મી મેઅ્યાર (સ્ટાન્ડર્ડ) ના ક્ષેત્રે સિધ્ધી ના સોપાનો સર કરી લીધા છે. જેની ફળશ્રુતી રૂપે (૧) જામિઆ અશરફિયા-મુબારકપુર (યૂ.પી) (૨) મરકઝ ષકાફતુસ્સુન્નિયા-કાલીકટ (કેરલા) (૩) જામિઆ ઇસ્લામિયા-રોહનાઈ (યૂ.પી) (૪) જામિઅતુર્રઝા- બરૈલી શરીફ તથા અન્ય નામાંકિત દારૂલ ઉલૂમ થી ફારિગ થયા બાદ “તખસ્સુસ” (પોસ્ટ-ગ્રેજ્યુએશન) માટે વિદ્યાર્થીઓ પોરબંદર ના દારૂલ ઉલૂમ ગૌષે આઝમ માં એડમીશન મેળવીને ઉચ્ચ અભ્યાસ કરી રહ્યા છે.

મિસર, બગદાદ, દમિશ્ક ની વિશ્વ વિખ્યાત યુનિવર્સીટીઓ થી સંકળાએલા મુદર્રિસો શિક્ષણ ક્ષેત્રે ઉચ્ચ કક્ષાની સેવા આપી રહ્યા છે. શિક્ષકો દ્વારા દીની ખિદમત નો જઝબો એટલી હદે પ્રબળ બનાવવા માં આવ્યો કે દારૂલ ઉલૂમ ના વિધાર્થીઓ એ "બઝ્મે મુહિબ્બાને રઝા" નામની બઝ્મ શરૂ કરી દીધી અને દર ગુરૂવારે પોરબંદર ના આસપાસ ના ગામડાઓ માં જઇને સુન્નિયત નો પ્રચાર કરવો, લોકોને વહાબી-દેવબંદી તબ્લીગી ફિર્કાઓના ષડયંત્રો થી ચેતવવા ઉપરાંત ગામડાના લોકોને શરીઅત ના મસાઇલ નું શિક્ષણ પ્રદાન કરવા જેવી મહત્વ ની કામગીરી બજાવે છે.

"બઝ્મે મુહિબ્બાને રઝા"-પોરબંદર ના સંચાલન ની જવાબદારી દારૂલ ઉલૂમ ગૌષે આઝમ ના અતિ ઉત્સાહી વિધાર્થીઓ જેમ કે (૧) મૌલાના જાવેદ - બોમ્બે (૨) મૌલાના વાસીફ રઝા - પીલીભીત (૩) મૌલાના અન્વર હુસૈન મિસ્બાહી - ગાઝીપુર (યૂ.પી) (૪) મૌલાના ગુલામ મુસ્તફા - મકરાના (રાજસ્થાન) (૫) મૌલાના ઇમરાન સઈદ મિસ્બાહી - ગોંડા (યૂ.પી) (૬) મૌલાના શહેઝાદ - રામપુર (યૂ.પી) (૭) મૌલાના હારૂન મિસ્બાહી - સરાબસ્તી (યૂ.પી) (૮) મૌલાના સદ્દામ હુસૈન - બરૈલી શરીફ (યૂ.પી) (૯) મૌલાના સઈદ આલમ - છિંદવાડા (એમ.પી) (૧૦) મૌલાના અહમદ અલી - બોમ્બે (૧૧) મૌલાના નૌશાદ આલમ - કુષી નગર (યૂ.પી) (૧૨) મૌલાના એહતેશામ - ગોન્ડા (યૂ.પી) (૧૩) મૌલાના મુસ્તફા



રઝા- ચિતલવાળા - પોરબંદર વગેરે સતત જાગૃત રહીને અથાગ પ્રયત્નો દ્વારા સુન્નિયત અને મસ્લકે આ'લા હઝરત ની નિખાલસ અજોડ સેવા બજાવવા કાર્યરત રહીને એક અનુકરણીય ઉદાહરણ પૂરૂં પાડી રહ્યા છે.

આકા-એ-નેઅમત, તાજદારે એહલે સુન્નત, શહેઝાદએ આ'લા હઝરત, હુઝૂર સરકાર મુફ્તી આઝમે હિન્દ રદિયલ્લાહો અન્હો ના ઉર્ષ-શરીફ નિમિત્તે તારીખ : ૧૪, મોહર્રમ સ.હિ. ૧૪૩૨ પ્રમાણે ૨૧, ડિસેમ્બર ૨૦૧૦ ના રોજ પોરબંદર ની નગીના મસ્જિદ માં આયોજિત પ્રોગ્રામ માં હઝરત ની શાને કરામત અંગે કોઈ કિતાબ પ્રગટ કરવાનું તેઓએ આયોજન કર્યું અને તે કિતાબ મારે લખી આપવી તેવો આગ્રહ તેઓએ રાખેલો અને મારા રૂહાની ફરઝંદ મૌલાના મુસ્તફા રઝા પોરબંદર તો આદૂ ખાઈ ને મારી પાછળ પડી ગયા કે ગમે તે થાય, કિતાબ લખી આપવી જ પડશે. મુસ્તફા રઝા પ્રત્યેની મોહબ્બત અને વહાલ ની લાગણી ના કારણે "ના" કહી શક્યો નહીં અને અત્યારે આપના હાથમાં "હુઝૂર મુફ્તી આઝમે હિન્દ ની એક શાનદાર કરામત" નામની જે કિતાબ છે, તેનું સર્જન થયું. આશા છે કે "બઝ્મે મુહિબ્બાને રઝા" પ્રકાશન ક્ષેત્રે આવા અનેક મહત્વના પ્રકાશનો લોકો સુધી પહોંચાડવા ના કાર્ય માટે નિમિત્ત બનીને મસ્લકે આ'લા હઝરત ની નિઃસ્વાર્થ અને સાચી સેવાના ક્ષેત્રે પોતાની આગેકૂચ જાળવી જ રાખશે.

મૌલા તઆલા તેના હબીબે પાક સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના સદકા માં “બઝ્‌મે મુહિબ્બાને રઝા” ને દિન પ્રતિ દિન પ્રગતિ ના શિખરો સર કરવાનો સબબ બનાવે અને તેઓના ઉત્સાહમાં અનેરો વધારો ફરમાવે.  આમીન.

બસ એજ
ખૈર અંદેશ

પોરબંદર
૧૪, મહોર્રમ સ.હિ. ૧૪૩૨
પ્રમાણે
૨૧, ડિસેમ્બર, ઇ.સ. ૨૦૧૦
મંગળવાર












# હુઝૂર મુફ્તી આઝમે હિન્દ ની જીવન ઝરમર એક નઝર માં

| નં. | પ્રસંગ | હિજરી સન | ઇસ્વી સન |
|---|---|---|---|
| ૧ | વિલાદતે બા-સઆદત (પૈદાઇશ). | ૨૨,ઝિલહજ્જ સ.હિ. ૧૩૧૦ | ૭, જુલાઇ ઇ.સ. ૧૮૯૩ |
| ૨ | મુર્શિદે બરહક શાહ અબૂલ હુસૈન અહમદે નૂરી તરફ થી “અબૂલ બરકાત મોહયુદ્દીન” નામ અર્પણ. | ૨૨,ઝિલહજ્જ સ.હિ. ૧૩૧૦ | ૭, જુલાઇ ઇ.સ. ૧૮૯૩ |
| ૩ | “મુહમ્મદ ” નામ ઉપર અકીદો. | ૨૩,ઝિલહજ્જ સ.હિ. ૧૩૧૦ | ૮, જુલાઇ ઇ.સ. ૧૮૯૩ |
| ૪ | હઝરત શાહ અબૂલ હુસૈન અહમદે નૂરી તરફ થી તમામ સિલસિલાઓની ઇજાઝત અને ખિલાફત. | ૨૫, જમાદિલ આખિર સ.હિ. ૧૩૧૧ | ઇ.સ. ૧૮૯૩ |
| ૫ | મુર્શિદે બરહકે “માદરઝાદ વલી” કહ્યા. | રજબ સ.હિ. ૧૩૧૧ | ઇ.સ. ૧૮૯૩ |
| ૬ | “બિસ્મિલ્લાહ ખ્વાની”. | સ.હિ. ૧૩૧૪ | ઇ.સ. ૧૮૯૭ |
| ૭ | આપની વિલાયત નું ઐલાન આ’લા હઝરત દ્વારા. | સ.હિ. ૧૩૧૯ | ઇ.સ. ૧૯૦૨ |
| ૮ | તમામ ઇલ્મો નું શિક્ષણ પુર્ણ કર્યું. | સ.હિ. ૧૩૨૮ | ઇ.સ. ૧૯૧૦ |
| ૯ | રઝાઅત ના મસ્અલા ઉપર પહેલો ફત્વો, આ’લા હઝરત દ્વારા પ્રોત્સાહક સમર્થન | સ.હિ. ૧૩૨૮ | ઇ.સ. ૧૯૧૦ |
| ૧૦ | દામ્પત્ય જીવન નો આરંભ (શાદી). | સ.હિ. ૧૩૨૯ | મે, ઇ.સ. ૧૯૧૧ |
| | | | |

| નં. | પ્રસંગ | હિજરી સન | ઇસ્વી સન |
|---|---|---|---|
| ૧૧ | જમાઅતે રઝા-એ-મુસ્તફા ની સ્થાપના. | સ.હિ. ૧૩૩૬ | ઇ.સ. ૧૯૧૭ |
| ૧૨ | ભારત થી હિજરત કરવાની ચળવળ નો સખ્ત વિરોધ. | સ.હિ. ૧૩૩૯ | ઇ.સ. ૧૯૨૦ |
| ૧૩ | સમગ્ર ભારત ના મુફ્તી આઝમ ના પદે નિયુક્ત. | શાબાન સ.હિ. ૧૩૩૯ | ઇ.સ. ૧૯૨૦ |
| ૧૪ | વાલિદે માજિદ આ'લા હઝરત નો ઇન્તેકાલ. | ૨૫, સફર સ.હિ. ૧૩૪૦ | ૨૮, ઓક્ટોબર ઇ.સ. ૧૯૨૧ |
| ૧૫ | જેહાદ ની ચળવળ માં ભળવા થી મુસ્લિમો ને અટકાવ્યા. | સ.હિ. ૧૩૪૧ | ઇ.સ. ૧૯૨૨ |
| ૧૬ | શુધ્ધીકરણ ની ચળવળ નો વિરોધ અને પાંચ લાખ ગૈર મુસ્લિમો એ આપના હાથ ઉપર ઇસ્લામ અંગિકાર કર્યો. | સ.હિ. ૧૩૪૨ | ઇ.સ. ૧૯૨૩ |
| ૧૭ | ઇસ્લામ થી વિચલિત થઇ ગએલા રાજપૂતો એ તૌબા કરી અને હઝરતે તેઓનું પુનઃ ઇસ્લામિકરણ કર્યું. | સ.હિ. ૧૩૪૨ | ઇ.સ. ૧૯૨૩ |
| ૧૮ | મુસ્લિમ રાજપુતો ના સુધાર અને ઇસ્લામી શિક્ષણ માટે આપે સતત અગ્યાર મહિનાનો પ્રવાસ કર્યો. | સ.હિ. ૧૩૪૨ | ઇ.સ. ૧૯૨૩ |
| ૧૯ | સમગ્ર ભારત ના આલિમો એ સર્વાનુમતે આપને "સદરૂલ ઓલોમા" અને "મુફ્તી આઝમ" ના ખિતાબ થી નવાઝ્યા. | ૨૫, સફર સ.હિ. ૧૩૪૭ | ઓગસ્ટ ઇ.સ. ૧૯૩૧ |





| નં. | પ્રસંગ | હિજરી સન | ઇસ્વી સન |
|---|---|---|---|
| ૨૦ | ફરઝંદ "અન્વર રઝા" ની વિલાદત. | જમાદિલ અવ્વલ સ.હિ. ૧૩૫૦ | ઇ.સ. ૧૯૩૧ |
| ૨૧ | આપના નઅતિયા દીવાન "સામાને-બખ્શિશ" નું પ્રથમ વખત પ્રકાશન. | સ.હિ. ૧૩૫૪ | ઇ.સ. ૧૯૩૫ |
| ૨૨ | ફરઝંદ "અન્વર રઝા" નો ઇન્તેકાલ. | સ.હિ. ૧૩૫૪ | ઇ.સ. ૧૯૩૫ |
| ૨૩ | ગાંધીજી ની "વિદ્યા મંદીર સ્કીમ" નું ખંડન. | સ.હિ. ૧૩૫૮ | ઇ.સ. ૧૯૩૯ |
| ૨૪ | "દારૂલ ઉલૂમ મઝહરે ઇસ્લામ", મસ્જિદ બીબીજી, બરૈલી, નામ ની સંસ્થા ની સ્થાપના. | સ.હિ. ૧૩૫૯ | ઇ.સ. ૧૯૪૦ |
| ૨૫ | ઑલ ઇન્ડિયા સુન્ની કાન્ફ્રેન્સ બનારસ માં મિલ્લતે ઇસ્લામિયા ની જાગૃતિ માટેનું આહવાન. | સ.હિ. ૧૩૬૬ | માર્ચ ઇ.સ. ૧૯૪૬ |
| ૨૬ | બીજો સફરે હજ્જે બયતુલ્લાહ. | સ.હિ. ૧૩૬૭ | ઇ.સ. ૧૯૪૮ |
| ૨૭ | ઑલ ઇન્ડિયા તબ્લીગે સીરત કોન્ફરન્સ, અલ્હાબાદ ના પ્રમુખ સ્થાને થી ઐતિહાસિક પ્રવચન. | સ.હિ. ૧૩૭૧ | મે, ઇ.સ. ૧૯૫૧ |
| ૨૮ | જમાઅતે-ઇસ્લામી ના દંભ નો ભાંડો ફોડ્યો અને આ જમાઅત નું ઇસ્લામ વિરૂધ્ધ અને બાતિલ અકીદા ઉપર આધારિત હોવું જાહેર કર્યું. | સ.હિ. ૧૩૭૧ | ૨૭, જૂન ઇ.સ. ૧૯૫૧ |

| નં. | પ્રસંગ | હિજરી સન | ઇસ્વી સન |
|---|---|---|---|
| ૨૯ | ફોટો પડાવ્યા વગર ત્રીજો સફરે હજ્જે બયતુલ્લાહ અને મક્કાના સ્થાનિક આલિમો ને ખિલાફતો અર્પણ. | સ.હિ. ૧૩૯૧ | ઇ.સ. ૧૯૭૧ |
| 30 | સુન્નિઓની અરબી યુનિવર્સીટી **જામેઆ અશરફિયા** મુબારકપુર ની આપના વરદ હસ્તે પાયા વિધી. | ૨૧, રબીઉલ આખિર સ.હિ. ૧૩૯૩ | ૬, મે, ઇ.સ. ૧૯૭૨ |
| ૩૧ | ઇન્દિરા ગાંધી ના શાસન કાળ માં લાદવામાં આવેલી "કટોકટી" (એમરજન્સી) ના કપરા સમયમાં નસબંધી વિરૂદધ નિડરપણે આપેલો ફત્વો. | ૩, રમઝાન સ.હિ. ૧૩૯૬ | ઇ.સ. ૧૯૭૬ |
| ૩૨ | તાજુશ્શરીયહ, હઝરત અલ્લામા **અખ્તર રઝા સાહેબ અઝહરી મીયાં** ને પોતાના જાનશીં ઘોષિત કર્યા. | ૬, મોહર્રમ સ.હિ. ૧૩૯૬ | ઇ.સ. ૧૯૭૬ |
| ૩૩ | ફાની દુનિયા ત્યાગી પર્દો ફરમાવ્યો (ઇન્તેકાલ). | ૧૪, મોહર્રમ સ.હિ. ૧૪૦૨ | ૧૨, નવેમ્બર ઇ.સ. ૧૯૮૧ |





# શાનદાર કરામત ના વર્ણન ની

# પૂર્વ ભૂમિકા

સને ૧૯૯૫ ની વાત છે. ૨૫, સફર ના રોજ **આ'લા હઝરત ઇમામ એહલે સુન્નત હઝરત ઇમામ અહમદ રઝા મોહક્કિકે બરૈલ્વી** રદિઅલ્લાહો તઆલા અન્હો ના ઉર્સ શરીફ માં શિરકત કરવા પોરબંદર થી અમારો બાવીસ (૨૨) વ્યક્તિઓ ઉપર આધારિત નૂરાની કાફલો પોરબંદર થી બરૈલી શરીફ ગએલો. મારી સંગાથે દારૂલ ઉલૂમ ગૌષે આઝમ પોરબંદર ના ભુતપુર્વ નાઝિમે આ'લા **મરહુમ હાજી અલી મુહંમદ ખત્રી**, મરહુમ અબૂ ભાઇ ફ્રુટ વાળા, હાજી કાસિમ ઉમરાણી, હાજી યૂસુફ નૂરી, હાજી ઇબ્રાહીમ ભાઇ રાવડા દોરી વાળા વગેરે મહાનુભાવો હતા. અમારો બાવીસ (૨૨) વ્યક્તિ નો કાફલો બરૈલી શરીફ માં એક હોટલ માં રોકાએલો.

બરૈલી શરીફ માં મને એક આધારભૂત વ્યક્તિ દ્વારા માહિતી પ્રાપ્ત થઇ કે બરૈલી શરીફ ના **"મહોલ્લા સુર્ખા"** માં હુઝૂર મુફ્તી આઝમે હિન્દ ના એક જાંનિસાર મુરીદ **"મુલ્લા લિયાકત"** પાસે આ'લા હઝરત ઇમામ અહમદ રઝા રદિયલ્લાહો અન્હો ની ઇલ્મે જફર ના વિષય ઉપર અરબી ભાષામાં લખેલી :-

" اَلدُّرُّ الْمَکْنُوْنُ وَالْجَوْهَرُالْمَصُؤْنُ "

**"અદુરૂલ-મકનૂન-વલ-જવહરૂલ-મસઉન"**

નામની કિતાબ ની અસલ હસ્તપ્રત છે. આ કિતાબ સરકારે આ'લા હઝરતે મક્કા મોઅઝ્ઝમા માં લખેલી છે અને આ અરબી કિતાબ

હુઝૂર મુફ્તી આઝમે હિન્દ ના મુબારક હસ્તાક્ષર માં લખેલી છે અને આ કિતાબ ના ટાઇટલ ઉપર હઝરત મુફ્તી આઝમે હિન્દ ની સહી (સિગ્નેચર) પણ છે.

વિશેષ માહિતી આપતાં તે વ્યક્તિએ કહ્યું કે મુલ્લા લિયાકત બહુ જ મોટો કોન્ટ્રાક્ટર છે. અને સ્વભાવે ક્રોધિત અને તોછડો છે. તે તમોને કિતાબ ને સ્પર્શ પણ નહીં કરવા દે, બલ્કે બની શકે કે તમો તેમની પાસે તે કિતાબ અંગે પૂછપરછ કરવા જાઓ, તો તે તમોને કડક શબ્દોમાં પ્રતિકુળ ઉત્તર આપીને અપમાનિત કરીને કાઢી મુકે. માટે આ કિતાબ પ્રાપ્ત થવાની શક્યતા નહીંવત જ છે, તેમ છતાં તમો કોશિશ કરી જુઓ. ટ્રાય મારવા માં આપણું શું જાય છે ?

મૈં મારા પરમ મિત્ર અને હમરાઝ મરહુમ હાજી અલી મુહમ્મદ સાહેબ ખત્રી ને ખાનગી માં ઉપરોક્ત માહિતી પ્રદાન કરી અને અમો બન્ને એ ચર્ચા-વિચારણા બાદ નક્કી કર્યું કે જનાબ મુલ્લા લિયાકત સાહેબ ને મળવા અવશ્ય જવુ જોઇએં. જેથી અમો સાયકલ રિક્ષા માં સવાર થઈ “મહોલ્લા સુર્ખા” માં આવેલા મુલ્લા લિયાકત સાહેબ ના મકાને પહોંચી ગયા. જનાબ લિયાકત સાહેબ નું મકાન જૂની ઢબ ના બાંધકામ વાળું આલિશાન અને વિશાળ મકાન હતું. મકાન ની લગોલગ સામેના ભાગે મોટું ખુલ્લુ મેદાન (ચોક) હતું, જ્યાં જનાબ લિયાકત સાહેબ ના ટ્રકો પાર્ક કરેલા હતા. ચોક ના છેવાડે આવેલા અન્ય મકાનો ની દિવાલો ફરતે લિયાકત સાહેબ ની માલિકી ની અંદાઝે ત્રીસ/પાંત્રીસ ભેંસો બાંધેલી હતી. મકાન ના મુખ્ય પ્રવેશ માં જનાબ લિયાકત સાહબ ની બૈઠક (ડ્રોઇંગ રૂમ) હતી, જેનો ઉપયોગ તેઓ પોતાની ઑફિસ તરીકે કરી રહ્યા હતા.

અમો જનાબ લિયાકત સાહેબ ની ઑફિસ માં પ્રવેશ કરીને





તેઓની સામે રાખેલી ખુરશીઓ માં સ્થાન ગ્રહણ કર્યું. દુઆ સલામ બાદ અમોએ અમારી ઓળખાણ આપી કે અમો ગુજરાત થી ઉર્સે-રઝા માં શિરકત કરવા આવ્યા છીએં અને અહીં આવ્યા બાદ આપની તા’રીફ સાંભળી આપની મુલાકાત માટે આવ્યા છીએં.

જનાબ લિયાકત સાહેબ અતિ પ્રભાવશાળી વ્યક્તિત્વ અને રૂઆબદાર શખ્સ હતા. મઝબૂત બાંધો, ચહેરા ઉપર સુન્નતે નબી ના નૂર સમી વ્યવસ્થિત દાઢી, કડાકી ભર્યો ચહેરો, મોટી મોટી અને એકદમ લાલ આંખો, વાતાવરણ માં પડઘમ રૂપી પડઘો પડે તેવો અવાજ, વક્તૃત્વ ની અનેરી છટા, સફેદ કુર્તા-પાયજામાનો વ્યવસ્થિત અને સુઘડ પોશાક, વહીવટી કુશળતા ની ઝાંખી કરાવતી તેઓની વાણીજ્ય શૈલી. એ બધું નવા આવનાર વ્યક્તિ ને પ્રભાવિત કરવા માટે પુરતું હતું. તેઓની બેઠક માં તેઓના અનેક કર્મચારીઓ ઉપસ્થિત હતા. ટ્રક ના ડ્રાઇવરો, કોન્ટ્રાક્ટ ની સાઇટના સુપર વાઇઝરો, વગેરે પાસેથી હિસાબ-કિતાબ ની આપલે, ધંધાકીય ચર્ચા વગેરે વાર્તા લાભ માં તેઓ એટલા બધા વ્યસ્ત હતા કે અમારા પ્રત્યે તેઓએ લક્ષ આપવાની દરકાર પણ ન કરી, બલ્કે એ કહેવું વધુ યોગ્ય ગણાશે કે અમારા પ્રત્યે લક્ષ આપવાની તેઓને પલભર ની ફુરસદ જ ન હતી. ઉપરાંત, તેઓની સામે રાખેલી ટીપોઇ ઉપર સુશોભિત દુરવાણી માધ્યમ (ટેલીફોન) પણ વારંવાર રણકીને તેઓની વ્યસ્તતા માં વધારો કરી રહ્યો હતો.

હૂં અને ખત્રી સાહેબ મરહૂમ સતત એકાદ કલાક સુધી પ્રતિક્ષા કરતા રહ્યા કે હવે આપણો વારો આવી જશે. પણ ઇન્તેઝાર ની ઘડીઓ લંબાતી જ ગઈ, ત્યાં સુધી કે અમો અકડાઇ ગયા અને ત્યાંથી ઉભા થઈ ચાલ્યા જવાનું વિચારી રહ્યા હતા અને કહાની

અહીં જ ખતમ થઈ જવાની હતી, પણ અલ્લાહ તઆલા ને કંઇક બીજું જ મંઝૂર હતું. અમારી પ્રતિક્ષા નો અંત આવ્યો. લિયાકત સાહેબે પોતાનું ધ્યાન અમારા પ્રત્યે કેન્દ્રીત કરીને પૂછ્યું કે જનાબ! મારી પાસે તમો શું મકસદ લઈને આવ્યા છો ? આવા અચાનક અને અણધાર્યા પ્રશ્ન થી અમો થોથવાઈ ગયા. શું પ્રત્યુત્તર આપવો તેની ગડમથલ માં પડી ગયા. જીભના લોચા વળવા લાગ્યા અને અમોએ **"કુછ નહીં, બસ ! યૂંહી આપકી તા'રીફ સુનકર મિલને ચલે આએ"** જેવી ઓપચારિક્તા વ્યક્ત કરી. પણ સમય ની થપાટો ખાઈ ખાઈ ને દીર્ઘ અનુભવી દ્રષ્ટી ધરાવનારા જનાબ લિયાકત સાહેબ જબરા માણસ પારખુ હતા. અમારો જવાબ સાંભળી તરત જ કહ્યું કે આપકે બોલને કે અંદાઝ સે તો ઐસા મેહસૂસ હો રહા હૈ કિ આપ અપના આને કા મકસદ છુપા રહે હૈં.

જે કહેવાની હિમ્મત નહોતી થતી, તે કહેવા માટે લિયાકત સાહેબ અમારા મોઢા માં આંગળા ખોસીને બોલવા માટે પ્રોત્સાહિત કરી રહ્યા હતા. અમોએ હિમ્મત એકઠી કરીને કહ્યું કે જનાબ ! અમોએ એવું સાંભળ્યું છે કે આપની પાસે આ'લા હઝરત ની મક્કા શરીફ માં ઇલ્મે જફર ના વિષય ની કોઈ કિતાબ ની હસ્તપ્રત છે ? જાણે વિદ્યુત કરંટનો ઝાટકો લાગ્યો હોય તેમ લિયાકત સાહેબ હચમચી ગયા. ચહેરા નો રંગ બદલાઈ ગયો અને સખ્ત કડકાઈ દેખાડતા હોય તેમ અમારી સામે પોતાની મોટી મોટી આંખો કાઢી ને કહ્યું કે **"તમોએ ખોટું સાંભળ્યું છે. મારી પાસે આવી કોઇ કિતાબ નથી. બસ ! ચાલો, હવે અહીંથી ઉઠો અને જાવ."** અતિ કડક અને સત્વરહિત જવાબ અને સાથે સાથે **"ચાલતી પકડવાની સુચના"** સાંભળીને તો અમારા પગ નીચે થી ધરતી સરી ગઈ હોય





તેવો એહસાસ થયો. આવા હળાહળ અપમાન ની અમોએ કલ્પના સુધ્ધાં નહોતી કરી પણ અમો પણ **"ગાજ્યા જાય, ઇ બીજા"** સુત્ર અપનાવીને ખુરશી ઉપર ચીપકીને બેસી રહ્યા અને ટેલીફોન ની ઘંટડી રણકી ....... જનાબ લિયાકત સાહેબ ટેલીફોનીક ટોકમાં વ્યસ્ત થઈ ગયા.

ટેલીફોન ની વાતચીત પૂરી કર્યા બાદ અમારા પ્રત્યે કડાકી ભરી દ્રષ્ટી કરી અને અમોને સંબોધી ને કહ્યું કે **"મૈં તમને કહ્યું ને, કે મારી પાસે આવી કિતાબ નથી, છતાં પણ શા માટે બેઠા છો ? ચાલો, હવે અહીંથી જાવ"** મૈં તરત જ કહ્યું કે જનાબ ! અમો છેક ગુજરાત થી આવ્યા છીએં. યુ.પી ની અસહ્ય ગરમી થી વ્યાકૂળ છીએં, અમારૂ ગળું સુકાઈ રહ્યું છે, શું આપ અમોને એક ગ્લાસ ઠંડુ પાણી પણ નહીં પીવડાવો ? લિયાકત સાહેબે પોતાના ઑફિસ બોય પ્રત્યે જોયું અને ગર્જના કરી **"અરે ઓ લલ્લા ! ઇન્હેં ઠંડા પાની પિલાઓ"** તરત જ પાણી આવી ગયું. જલપાન ની વિધી પુર્ણ થઈ એટલે જનાબ લિયાકત સાહેબે વ્યંગ ભર્યા સ્વરે કહ્યું કે પાણી પીધુંને, હવે કંઈ બાકી છે ? હવે અહીંથી તશરીફ લઈ જશો ? પરિણામ ની કલ્પના કર્યા વગર અને જે થાય, તે ભલું. તેવો વિચાર કરી હિંમત એકઠી કરીને મૈં લિયાકત સાહેબ ને કહ્યું કે શું આપ મુસ્કુરાઈ શકો છો ? જવાબ માં ગર્જના ગુંજી **"કેમ ?"** મૈં કહ્યું કે જો આપ હલકી મુસ્કુરાહટ તમારા ચહેરા ઉપર લાવો, તો આપનો ચહેરો અત્યંત સુંદર અને સોહામણો લાગે અને જોનાર ને ગમી જાય. મારો આવો વિચિત્ર પ્રસ્તાવ સાંભળી ને લિયાકત સાહેબ પણ વિસ્મય પામી ગયા અને આઘાતજનક આશ્ચર્ય સાથે પૂછ્યું કે આવું શા માટે કહો છો ? મૈં કહ્યું અમો આપની સેવામાં ઉપસ્થિત

થયા તેને લગભગ દોઢ કલાક જેટલો સમય પસાર થઈ ગયો છે. તે સમય દરમિયાન આપનું વલણ અમારા પ્રત્યે એટલું તુમાખી ભર્યું છે કે જાણે અમો તમારા દુશ્મન હોઇએં અને આપને લુંટવા આવ્યા હોઇએં. હુઝૂર મુફ્તી આઝમ ના મુરીદ હોવા ના ના'તે અમો તમારા **"પીર ભાઈ"** થઈએં, પણ અમો આપના નૂરાની ચહેરાની કડકાઈ અને સખ્તાઈ જોઈ જોઈને ફફડી ઉઠ્યા છીએં, જેથીજ અમો એ જોવા માંગીએ છીએં કે જો આપ સ્મિત કરો, તો કેવા પ્યારા લાગો. મારી વાત સાંભળી ને લિયાકત સાહેબ વાસ્તવમાં સ્મિત વેરતા થઈ ગયા બદલે આછું પાતળું હાસ્ય તેઓના મુખડા ઉપર તરી આવ્યું. તરત જ પોતાનું વલણ બદલી ઑફિસ બોય ને સાદ આપી આદેશ આપ્યો કે "ઓ લલ્લા ! મહેમાનોં કો ચાય-નાસ્તા દો".

લિયાકત સાહેબ ના અમારા પ્રત્યેના વલણ માં આવેલા ફેરફાર ને જોઈ મૈં મરહૂમ ખત્રી સાહેબ ના કાન માં ધીરે થી કહ્યું કે હવે અપણું કામ પાર પડી જશે. થોડીજ વારમાં ચા-નાસ્તા ની ડીશ અમારી સામે આવી, જેને અમોએ હોંશે હોંશે ઇન્સાફ આપ્યો અને ફરી મુળ મુદ્દા ઉપર આવીને જનાબ લિયાકત સાહેબ થી પૂછ્યું કે જનાબ ! એક વાત નો ખુલાસો કરો કે આપે અમોને એક ઝાટકે કહી સંભળાવ્યું કે મારી પાસે કિતાબ નથી અને અહીંથી ચાલતા થાઓ. આવા ઉડાવ અને નિઃરસ જવાબ નું કારણ શું છે? જનાબ લિયાકત સાહેબે પોતાની મનોવ્યથા વ્યક્ત કરતાં કહ્યું કે અવારનવાર મૌલ્વી લોકો મારી પાસે આવે છે અને કિતાબ વિષે પૂછપરછ કરે છે. અમને નકલ આપો અમો છાપશું. એવી ડંફાશો મારે છે. પોતાની દીની ખિદમત સંભળાવવી શરૂ કરે છે અને મારો સમય બગાડે છે



અને માથું ખાય છે. મૌલ્વીઓની સાથેના લાંબા વાર્તાલાપ અને વ્યર્થ ચર્ચા ના અંતે મારે જે કહેવાનું હોય છે, તે હૂં મુલાકાત ના આરંભ માં જ કહી દઉં છું કે મારી પાસે આવી કોઈ કિતાબ જ નથી. જેથી **"ન રહે બાંસ, ન બજે બાંસુરી"** નો સુખદ અનુભવ થાય.

લિયાકત સાહેબ ની કષ્ટ કથની સાંભળી ને મૈં કહ્યું કે જનાબ ! આપ જબરા માણસ પારખુ છો, પણ માફ કરશો કે અમોને ઓળખવામાં આપ થાપ ખાઈ ગયા છો. હૂં કોઈ મોટો આલિમ કે મૌલાના નથી. હૂં એક વેપારી અને ઉધોગપતિ છું. એટલું કહીને મૈં મારી ફેક્ટરી નું વિઝીટીંગ કાર્ડ લિયાકત સાહેબ ને આપ્યું. મારા ખનીજ અને સિમેન્ટ ના વ્યવસાઈ અનુસંધાને થોડીક વાર ઔપચારિક ચર્ચા કર્યા બાદ હૂં ફરી મૂળ મુદ્દા ઉપર આવી ગયો અને જનાબ લિયાકત સાહેબ ને સંબોધી ને કહ્યું કે હૂં એક વાત ની આપની સમક્ષ ચોખવટ કરી દઉં કે અમો આપની પાસે આ'લા હઝરત ની જે કિતાબ ના અનુસંધાને આવ્યા છીએં, તે કિતાબ આપની પાસે છે કે નહીં ? તેની ચર્ચા નથી કરવી પણ જો આપની પાસે તે કિતાબ છે, તો અમને તે કિતાબ ની નકલ પણ નથી જોઇતી બલ્કે અમારે તે કિતાબ જોવી પણ નથી. ફક્ત અમો એટલું જાણવા માંગીએ છીએં કે આપની પાસે તે કિતાબ મૌજૂદ છે કે નહીં? અને તેનું કારણ પણ આપને જણાવી દઉં કે હૂં એક સ્કોલર ની હૈસિયત થી સરકારે આ'લા હઝરત ની કિતાબો ઉપર રિસર્ચ નું કામ કરૂ છું અને આ'લા હઝરતે લખેલી લગભગ ચૌદ સૌ (૧૪૦૦) કિતાબો માં થી કેટલી કિતાબો હાલ માં મૌજૂદ છે ? અને ક્યાં છે ? કોની પાસે છે ? તેની માહિતી એકત્રિત કરૂં છું. એટલું

કહીને મારી સાથે આ'લા હઝરત ની કિતાબો ના નામ, વિષય, તથા અન્ય વિગતો ઉપર આધારિત રજીસ્ટર હતું, તે રજીસ્ટર જનાબ લિયાકત સાહેબ ને બતાવ્યું અને મારા રજીસ્ટર માં આ'લા હઝરત ની વર્ણનીય ઇલ્મે જફર ની અરબી કિતાબ નું નામ પણ અંકિત હતું પણ તે કિતાબ ઉપલબ્ધ છે અને ક્યાં અને કોની પાસે છે ? તેની વિગત દર્શાવતી કોલમ નું ખાનું ખાલી હતું.

મૈં જનાબ લિયાકત સાહેબ થી કહ્યું કે જનાબ હવે આપને વિશ્વાસ બેઠો હશે કે અમારું કાર્ય કઈ કક્ષા નું છે. હૂં હજી પણ કહૂં છું કે મારે તે કિતાબ ની ઝેરોક્ષ નકલ નથી જોઇતી કે તે મુબારક કિતાબ ના દીદાર પણ નથી કરવા. ફકત એટલું જ જાણવું છે કે આપની પાસે વર્ણનીય કિતાબ છે કે નહીં ? જો આપ હા કહેશો તો હૂં મારા રજિસ્ટર માં એન્ટ્રી કરી લઇશ કે આ ઐતિહાસિક કિતાબ બરૈલી શરીફ માં જનાબ લિયાકત સાહેબ પાસે છે. બસ મારું કામ પુરું અને હૂં આપની પાસે થી વિદાય લઇશ.

મારી અતિ વિશ્વાસ ઉપર આધારિત સચોટવાણી ની જનાબ લિયાકત સાહેબ ઉપર ધારી અસર થઈ. મારી વાત સાંભળી થોડીક ક્ષણો માટે તેઓએ મૌન ધારણ કરી લીધું અને ઉંડા વિચારો માં ગરકાવ થઈને આ મામલા ના અનુસંધાને ગંભીરતા પુર્વક ચીંતન-મનન કરવા લાગ્યા. થોડીક ક્ષણો પછી જનાબ લિયાકત સાહેબે રહસ્ય ઉપર થી પડદો ઉચકાવતા કહ્યું કે જનાબ ! તમો મારા થી વર્ણનીય કિતાબ બાબત પૂછો છો કે મારી પાસે તે કિતાબ છે કે નહીં ? મારો જવાબ પણ સાંભળી લો કે અલ્હમ્દોલિલ્લાહ ! મારા પાસે તે કિતાબ ની ઑરિજનલ હસ્તપ્રત છે. અને તે કિતાબ ની



ઝેરોક્ષ નકલ પણ હૂં તમને આપીશ પણ તેના માટે મારી બે (૨) શર્તો છે. પહેલી શર્ત એ છે કે તમો જેટલા શખ્સો પોરબંદર થી ઉર્સે-રઝા માં આવ્યા છો, તે બધા આવતી કાલે બપોરે મારા ઘરે જમવા પધારો અને બીજી શર્ત એ છે કે કિતાબ દળદાર છે. તેને ઝેરોક્ષ કરાવવાનો અને તેને પાકા પુઠ્ઠા નું બાઇન્ડીંગ કરાવવાનો તમામ ખર્ચ હૂં આપીશ. જો મારી આ બન્ને શર્તો કબૂલ હોય તો આવતી કાલે મારા ઘરે દા'વત માં તશરીફ લઈ આવો. જમી લીધા બાદ વર્ણનીય કિતાબ ની ઝેરોક્ષ બાઇન્ડીંગ કરેલી પોજીશન માં આપને અર્પણ કરી દઇશ.

જનાબ લિયાકત સાહેબ નો ઉપરોક્ત પ્રસ્તાવ અમારા માટે તો **"ભાવતું હતું અને વૈધે ચીંધ્યું"** જેવું હતું એટલે મૈં તરત જ તેનો સ્વીકાર કરતા કહ્યું કે જનાબ ! આપને એક વાત જણાવી દઉં કે અમારો બાવીસ (૨૨) જણાંનો કાફલો છે. જવાબ માં જનાબ લિયાકત ભાઈ એ કહ્યું કે સંખ્યા ની ચિંતા છોડો. અરે બાવીસ ના બદલે બસ્સૌ (૨૦૦) તશરીફ લઈ આવો, તો પણ મને કોઇ પણ જાતની તકલીફ પડે તેમ નથી.

ખૈર ! આવતી કાલે આવવાનો વાયદો કરી હૂં અને જનાબ ખત્રી સાહેબ મર્હૂમ જનાબ લિયાકત સાહેબ ના ઘરેથી વિદાય થઈ અમો જે હોટલમાં રોકાણાં હતા, ત્યાં પરત આવી ગયા અને આવતી કાલ બપોર ના આગમન ની પ્રતિક્ષા કરવા લાગ્યા. બીજા દિવસે અમારો બાવીસ (૨૨) વ્યક્તિઓ ઉપર આધારિત **"નૂરાની-કાફલો"** બપોર ના સમયે જનાબ લિયાકત સાહેબ ના નિવાસ-સ્થાને પહોંચી ગયો અને જનાબ લિયાકત સાહેબે અમારી દા'વત ને **"શાહી**

ઝિયાફત” સ્વરૂપે વિવિધ અને સ્વાદિષ્ટ પકવાનો અતિ આગ્રહ અને પ્રેમ થી અમોને જમાડ્યા અને જમી લીધા બાદ સરકારે આ'લા હઝરત ની ઇલ્મે જફર ના વિષય ની અરબી કિતાબ “અદુરૂલ-મકનૂન-વલ-જવહરૂલ-મસઉન” ની ઝેરોક્ષ પાકું બાઇન્ડીંગ કરાવી ને મને ભેટ સ્વરૂપે અર્પણ કરી. જે કિતાબ મરહૂમ લિયાકત સાહેબ ના પ્રેમ ના પ્રતિક અને તેઓની સ્મૃતિ સ્વરૂપે આજે પણ મારી પાસે મારી અંગત લાયબ્રેરી માં સુરક્ષિત છે.

<u>નોટ</u> : જનાબ મુલ્લા લિયાકત સાહેબ નો સને ૨૦૦૮ માં ઇન્તેકાલ થઈ ગયો છે. **“ઇન્ના-લિલ્લાહે-વ-ઇન્ના-ઇલૈહે-રાજેઊન”** અલ્લાહ તઆલા તેના પ્યારા મહેબૂબે અકરમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના સદકા માં જનાબ મરહૂમ મુલ્લા લિયાકત સાહેબ ની મગ્ફિરત ફરમાવે. (આમીન)







# “કહાની હવે શરૂ થાય છે”

મરહૂમ જનાબ લિયાકત સાહેબે મને કિતાબ ની નકલ તો આપી પણ જે સન્માન, પ્રેમ, લાગણી, ઉત્સાહ, વાત્સલ્ય અને સહકાર ની લાગણી થી આપી, તેનું વર્ણન શબ્દોમાં શક્ય નથી. તેઓની નિખાલસ લાગણી અનુભવી શકાય છે. તેને શબ્દોના આવરણ દ્વારા વ્યક્ત કરી શકાતી નથી. ખૈર ! તે દિવસ થી મારા અને જનાબ લિયાકત સાહેબ ના સબંધો એકદમ ગાઢ બની ગયા. હૃદય ની લાગણી ના તાંતણાઓમાં એવા ગુંથાઈ ગયા કે જ્યારે પણ બરૈલી શરીફ જવાનું થાય ત્યારે જનાબ લિયાકત સાહેબ ને ત્યાં જવાનું અને તેઓની શાહી મહેમાનગતી માણવાનું અચુક બલ્કે અનિવાર્ય રૂટીંગ બની ગયું. કલાકો સુધી અમો સાથે બેસીને આકા-એ-નેઅમત, પીરો મુર્શિદ હુઝૂર મુફ્તી આઝમે હિન્દ રદિઅલ્લાહો અન્હો નો ઝિક્રે ખૈર કરતા અને આપનું સ્મરણ કરી આપની મુકદ્દસ હયાતે પાક અને આપની કરામતો અંગે વાર્તાલાપ કરતા અને સ્વંય ના અનુભવો પણ એક બીજા ને કહી સંભળાવતા.

એક દિવસ વાતચીત દરમિયાન જનાબ લિયાકત સાહેબ લાગણી અને અકીદત ના અતિઆવેગ અને ઉત્સાહ માં આવી ગયા અને મને સંબોધી ને કહ્યું કે આજે મારી ગણતરી શહેર ના નામાંકિત અને અગ્રણી કોન્ટ્રાક્ટર માં થાય છે. ધન-દૌલત ની

કમી નથી. રેલમછેલ જ છે. પણ સાથે સાથે અલ્હમ્દોલિલ્લાહ ! શરીઅત અને મસ્લકે આ'લા હઝરત ની ચુસ્ત પાબંદી પણ છે. મારા એક દિકરા **મુહમ્મદ મિયાં** ને મૈં આલિમ ની પદવી સુધી ની મઝહબી તા'લીમ આપી છે. ઘરના દરેક સભ્યો નમાઝ ની ચુસ્ત પાબંદી સાથે શરીઅત ઉપર પૂરે પૂરો અમલ કરે છે. અરે ! બિઝનેસ ની બાબતો માં પણ આર્થિક લાભ ને બાદમાં જોઇએ છીએં. પ્રથમ અગ્રતા શરીઅત ના નિયમો ના પાલનને આપીએ છીએં. વેપાર ધંધા માં ક્યાંય પણ કાનૂને શરીઅત નું ઉલંઘન ન થઇ જાય તેની ખાસ તકેદારી રાખીએ છીએં. આ બધું હુઝૂર આકા-એ-નેઅમત **સરકાર મુફ્તી આઝમે હિન્દ** ના ફૈઝ અને આપની નિગાહે કરમ ને આભારી છે. આજે મારી પાસે દસ (૧૦) થી વધુ ટ્રકો છે. ટ્રાન્સપોર્ટ નો ધીકતો ધંધો છે. PWD નો અધિકૃત કોન્ટ્રાક્ટર છું. કરોડો ના બાંધકામ ના કોન્ટ્રાક્ટો વર્ષે કરૂં છું. ઉપરાંત, પચાસ (૫૦) થી વધુ દુઝણી ભેંસો છે. ડેરી ઉધોગ માં પણ સારી આવક થાય છે.

**પણ ........ શું ? ? ?**







❋❋❋❋❋❋❋❋❋❋❋❋

# "અંધકારમય જીવનની કાયા પલટ"

❋❋❋❋❋❋❋❋❋❋❋❋

પણ ....પણ .... એટલું કહીને જનાબ લિયાકત સાહેબ અટકી ગયા. ચક્ષુઓ અશ્રુભીની થઇ ગઇ. મનમા ઉભરાતી લાગણી હળવા અને ધીમા સ્વર ના ડુસકાં સ્વરૂપે બહાર નિકળવા મથી રહી હતી. કડાકી ભર્યા અને વાતાવરણ માં પડઘા પાડનારા બુલંદ અવાજ માં નરમાશ અને રૂદન ની ધ્વની ના રણકારો ની જાણે સિસોટીઓ વાગતી હોય તેવો અનુભવ થવા લાગ્યો. થોડીક ક્ષણો લાગણી ના અતિ પ્રવાહ માં વ્યાકૂળ રહ્યા બાદ, થોડાક સ્વસ્થ થઇને, પોતાની વાત આગળ ધપાવતાં જનાબ લિયાકત સાહેબે કહ્યું કે મારી જીવન કથની અતિ દર્દનાક અને સાથે સાથે ભયંકર પણ છે. મારી બાળાવસ્થા થી જ હૂં ગુનાહખોરી ના દલદલમાં સપડાએલો હતો. મારી તે સમય થી સ્થિતી વિશે જ્યારે વિચારૂં છું તો એક આછી કંપારી છુટી જાય છે. એક અજ્ઞાત લખલખૂં શરીર માં વલોપાત સ્વરૂપે પ્રસરી જાય છે અને અનેક વિચાર આવે છે કે જો કે મને મારા સદ નસીબે મુફ્તી આઝમે હિન્દ રદિઅલ્લાહો અન્હો નો દામન મળી ગયો પણ જો મારા જીવન માં હઝરત ન આવ્યા હોત, તો આજે મારી શી દશા હોત ? તેની કલ્પના માત્ર થી હૂં થરથર કાપુ છું.

ત્યાર બાદ જનાબ લિયાકત સાહેબે પોતાની દર્દભરી જે જીવન કથની મને કહી સંભળાવી તેને ગુજરાતી અનુવાદ કરીને

તેઓના શબ્દો માં અત્રે પ્રસ્તુત છે : -

હું બાળાવસ્થા માં જ અનાથ (યતીમ) થઇ ગએલો. મારા વાલિદ અને વાલેદા હૂં કુમળી વય નો હતો ત્યારે જ ખુદાને પ્યારા થઇ ગએલા. મારા નજીક ના કુટુંબ માં પણ કોઇ નહોતું. દૂર ના સગાઓ ને ત્યાં સુખ-દુઃખ વેઠી ને દસ-બાર વર્ષ ની વયે ગામડે થી બરૈલી શહેર આવ્યો. બરૈલી માં કોઇ ઓળખતું નહોતું. થોડાક દિવસો સુધી છુટક મજૂરી અને ગાડીઓની સફાઇનું કામ કરી માંડ માંડ પેટ પુરતું ખાવાનું મેળવી લેતો. થોડા દિવસો પછી મને જુગાર ની એક કલબ માં વાસીદું અને પોતાં મારવા નું કામ મળી ગયું. કલબ બરૈલી ના એક નામચીન અને માથાભારે શખ્સ મહેન્દ્ર સિંહ ઠાકૂર ની હતી. જેની શહેર માં જબરી ધાક હતી. અનેક ખૂન કેસોમાં સંડોવાયેલો હતો. પોલીસ ખાતાની રહેમ નઝર હેઠળ તેની જુગાર ની કલબ ધમધોકાર ચાલતી હતી. શહેર ની અનેક નામી-અનામી હસ્તીઓ પાના ટીચવા તે કલબ માં નિયમીત આવતી હતી અને કલબ માં દરરોજ જંગી રકમ ની હાર-જીત થતી હતી.

મૈં નજીવા અને મામૂલી માસિક પગાર થી ઠાકૂર ની જુગાર ની કલબ માં નોકરી શરૂ કરી. મારે દરરોજ સવાર સાંજ કલબ માં ઝાડુ મારવું, ઝાટક ઝોટક અને સફાઇ કામ, પોતાં મારવા ત્થા પરચુરણ છુટક કામ કરવાનું રહેતું. તે ઉપરાંત કલબ માં જુગાર રમવા આવતા "ફન્ટરો" માટે પાન, બીડી, સિગરેટ, ચા, નાસ્તો ત્થા નજીક માં આવેલી "વાઇન શોપ" થી મનપસંદ મદીરા લાવી દેવાનું પણ હતું. મને તે વધારા ના કામ ના વળતર રૂપે સારી એવી "બક્ષીસ" (ટીપ) મળી રહેતી.



આમ ને આમ મારા જીવન ના દિવસો પસાર થવા લાગ્યા. બાળાવસ્થા થી જ કુમાર અવસ્થા માં અને ત્યાર બાદ યુવાની ની મંઝિલ માં આવી પહોંચ્યો. પાંચ - છ વર્ષ સુધી કલબ માં એક ધારૂં કામ કરવાના કારણે હવે કલબ માં આવનારા જુગારી મને સારી રીતે ઓળખતા હતા અને દરેક નું કામ હૂં હોંશે હોંશે કરી આપતો. બલ્કે કલબ માં આવનારા દરેક શખ્સ માટે હૂં એવો અનિવાર્ય બની ગયો કે મારા વગર કોઇને પણ ચાલતું નહીં. દરેક નો હૂં માનીતો બની ગયો. ત્યાં સુધી કે હવે કલબ નો વહીવટી કારોબાર અને સચાંલન પણ હૂં કરવા લાગ્યો. મારો શેઠ ઠાકૂર મારી કામગીરી થી અતિ ખૂશ હતો અને મારા ઉપર એટલો બધો વિશ્વાસ હતો કે હવે તેણે કલબે આવવાનું પણ ઓછું કરી નાખ્યું. ક્યારેક જ આવી ને મારા થી વહીવટી અને હિસાબી બાબતો ની ચર્ચા અને લેવડ દેવડ કરી અતિ સંતુષ્ટ થઇને થોડીક વાર રોકાઇ ને ચાલ્યો જતો. બદલા માં મારી દરેક ઝરૂરીયાતો તે પૂરી કરતો. મને ગમે તેટલો અંગત ખર્ચ કરવાની છૂટ હતી. પરિણામે દુનિયાનું એવું કોઇ પણ બુરૂં કામ નહોતું, જેની આદત મારા માં ન હોય. રાત્રે મદીરા પાન કરીને સુવું અને સવારે ઉઠીને મદીરા નો ઘુંટડો ભરીને કોગડો કરવો એ મારો નિત્યક્રમ બની ગએલો. હૂં ગુનાહો ના દલદલ માં દિવસે દિવસે વધુ ને વધુ ઊંડે ઉતરતો જતો હતો.



# “હઝરત થી મુરીદ થવું અને જીવન માં પરિવર્તન નો પ્રારંભ”

ઠાકૂર ની કલબનું સંચાલન કરતાં કરતાં મારા દિવસો ઐશ આરામ થી પસાર થતા હતાં, પણ હૂં મન થી ઘણો જ દુઃખી હતો. મને હમેશાં એ વિચાર જ આવતો કે આ દુનિયા માં મારૂં કોઈ જ નથી. આ વિચાર સતત મારા મગજ માં ઘૂમરાયા કરતો અને એક અજ્ઞાત દુઃખની લાગણી નો સતત અનુભવ થતો. એકલતા અનુભવતો અને એકલતા મારા મનને કોરી ખાતી હતી અને મનથી અતિ વ્યથિત અને વ્યાકૂળ બનીને ગમ ને ભૂલવા **“અંગૂર કી બેટી મદીરા”** ના શરણે જઈને આશરો મેળવતો.

ઠાકૂર ની કલબ ની નજીક એક ચા ની કેબીન હતી. કલબ માં આવતા ગ્રાહકો માટે **“ચા”** નો ઑર્ડર આપવા દિવસમાં અનેક વખત ત્યાં જતો. તે ચા ની કેબિન માં ચા બનાવનાર કારીગર સાથે મારી દોસ્તી બંધાઈ ગઈ અને તે દોસ્તી જ મારા જીવનની કાયા પલટ માટે નિમિત્ત બની.

એક દિવસ તે ચા ની કેબીન વાળો મારો દોસ્ત મારી પાસે આવ્યો અને મને કહ્યું કે હૂં **“સોદાગ્રી”** (સોદાગ્રાન) મોહલ્લે જાઉં છૂં. તારે મારી સાથે આવવું છે ? મૈં પુછ્યૂં કે સોદાગ્રી મોહલ્લામાં શા માટે જાય છે ? તેણે કહ્યું કે **“બડે મૌલ્વી સાહબ સે મુરીદ હોને જાતા હૂં”** (બડે મૌલ્વી સાહબ એટલે હુઝૂર મુફ્તી આઝમે હિન્દ) મૈં પુછ્યૂં મુરીદ એટલે શું ? અને મુરીદ બનવા માટે શું કરવું પડે ?





તેણે જવાબ માં કહ્યું કે મુરીદ એટલે શું ? તેની તને ધીરે ધીરે આપો આપ ખબર પડી જશે. અત્યારે તૂં ઝડપ થી નહાઈ ધોઈને કપડા બદલીને તૈયાર થઈ જા અને હૂં પાંચ-દસ મિનીટમાં તને બોલાવું છું. મારા ચા વાળા મિત્ર ની સૂચના ને અનુસરીને હૂં ઝડપ થી તૈયાર થઈ ગયો. થોડી જ વારમાં મારો ચા વાળો મિત્ર આવ્યો અને કહ્યું કે ગજવા માં કંઈ રૂપિયા છે ? મૈં પુછ્યૂં કેમ ? તેણે કહ્યું કે મુરીદ બનવા માં પાંચ (૫) રૂપિયા નો ખર્ચ આવશે. એક રૂપિયા નો ફૂલ નો હાર, બે રૂપિયા ની મિઠાઈ અને હઝરત ને તોહૂફો દેવા માટે બે રૂપિયા નો રૂમાલ.

અમો બન્ને મિત્રો ઉપરોક્ત સામગ્રી લઈને મોહલ્લા સોદાગ્રાન પહોંચ્યા. ત્યાં લોકોની ભારે ભીડ હતી. માંડ માંડ અમારો વારો આવ્યો અને હૂં અને મારો મિત્ર **હિદાયત ના આફતાબ અને વિલાયત ના માહતાબ** હુઝૂર મુફ્તી આઝમે હિન્દ ની સામે મુરીદ બનવા માટે બાઅદબ બેસી ગયા. હઝરત ના ચહેરા ઉપર મારી નઝર પડી તો અચંબા નો પાર નહોતો. હૂં આભો બનીને એકીટશે હઝરત ના નૂરાની ચહેરા ને જોતો જ રહી ગયો. કેમકે મૈં કદી પણ આવો નૂરાની ચહેરો જોયો નહોતો બલ્કે મૈં કદી કલ્પના પણ નહોતી કરી કે કોઈ ઇન્સાન નો ચહેરો આવો તેજમય અને પ્રકાશિત હોઈ શકે. જાણે આકાશ નો ચાંદ ધરતી ઉપર ઉતરી આવ્યો હોય અને પ્રકાશ નો તેજ ચોમેર ફેલાઈ રહ્યો હોય, તેવો અનુભવ થવા લાગ્યો.

ખૈર ! હઝરતે મુરીદ બનાવતા પહેલાં પઢવામાં આવતી દુઆ, આયતો વગેરે ની વિધી પુર્ણ કર્યા બાદ મારો હાથ પોતાના હાથમાં લીધો ત્યાર ની કૈફિયત વર્ણન કરી શકાય તેમ નથી. રૂ ની પુણી જેવા નરમ અને મુલાયમ હાથો નો સ્પર્શ થતાં મારા સમગ્ર શરીર માં

ઝણઝણાટી વ્યાપી ગઈ. એક ન સમઝી શકાય કે ન વર્ણવી શકાય તેવી સ્ફૂર્તિ અને ચેતના મારા અંગે અંગમાં પ્રસરી ગઈ. અને અચાનક હઝરતે હાથ દુઆ માટે ઉઠાવ્યા. મનની મનમાં રહી ગઈ, એક હસરત અધૂરી રહી ગઈ. મનોવાંછિત જિજ્ઞાસા તો એ હતી કે આ હાથ ન મુકું, કદી જ ન મુકું. ખૈર ! મુરીદ બનવાની વિધી પુર્ણ થવા બાદ સાથે લાવેલી મિઠાઈ ત્યાં ઉપસ્થિત લોકોમાં તકસીમ કરી અને સાથે લાવેલો ફૂલોનો હાર હઝરત ને પહેરાવી, હઝરત ની દસ્તબોસી અને કદમબોસી કરી વિદાય લિધી.

## "જૂગાર ની કલબ નુ સંચાલન તજી દીધું"

પીર એટલે શું ? અને મુરીદ એટલે શું ? તેની મને લેશ માત્ર જાણકારી ન હતી. મારા ચા વાળા મિત્ર ના માર્ગદર્શન થી મુરીદ થએલો. પણ મુરીદ થઈ ગયા પછી મારી માનસિક સ્થિતી માં જબરો ફેરફાર થઈ ગયો. મુરીદ બનવા પૂર્વે હૂં સ્વંય ને આ દુનિયામાં એકલો અટૂલો સમઝતો હતો પણ હવે તે મનોદશા બદલાઈ ગઈ. મને હવે એહસાસ થવા લાગ્યો કે મારો પણ આ દુનિયા માં કોઈ છે. જે એકલતા મનને કોરી ખાતી હતી તે અલ્પ થઈ. મનને એક નિરવ શાંતી નો અનુભવ થવા લાગ્યો. ઉદાસ રહેતું મન પ્રફુલ્લિત બની ગયું. હૃદય ની ઉજ્જડ અને કાંટાડી ધરતી થી પાન ખરે વિદાય લિધી બસંત બહાર ના આગમનની છડી પોકરતા સુગંધી અને મોહક પુષ્પો ખિલી ઉઠ્યા.





મુરીદ બન્યા પછી મારી જીવન શૈલી માં ધીરે ધીરે પરિવર્તન ની શરૂઆત થઈ. હૂં ક્યારેક ક્યારેક મારા ચા વાળા મિત્ર ની સંગાથે જુમ્આ ની નમાઝ પઢવા હઝરત ની મસ્જિદે પહોંચી જતો અને જુમ્આ ની નમાઝ બાદ હઝરત ની દસ્તબોસી માટે લાગતી લાઇનમાં ઉભો રહી જતો અને મારો વારો આવે ત્યારે ઘણી જ લાગણી અને પ્રેમ ના ભાવ થી હઝરત ના હાથ ને ચૂમી મારી ડ્યૂટી ઉપર ઠાકૂર ની કલબે પરત આવી જતો.

એક વખત એવું બન્યું કે જુમ્આ ની નમાઝ બાદ જ્યારે મૈં હઝરત ના હાથ ચૂમવા હઝરત ના મુબારક હાથ ને મારા હાથ માં લીધો તો હઝરતે મારો હાથ પકડી રાખ્યો અને હઝરતે હાથ ની પકડ એક દમ મઝબૂત બનાવીને મને સંબોધી ને ફરમાવ્યું કે "લિયાકત ! કહાં રહેતે હો ? ઝરા અપના પતા તો બતા દો, કભી ફુરસત મિલી તો તુમ્હારે પતે પે મિલને આઉંગા"

હઝરત નો સવાલ સાંભળી ને મને એક ઝાટકો લાગ્યો. કંઈ જ જવાબ ન આપ્યો અને હઝરત ના હાથ માં થી મારો હાથ બળપૂર્વક છોડાવી ત્યાંથી ચાલી નિકળ્યો અને સીધો ઠાકૂર ની કલબે આવી પહોંચ્યો. કલબે આવીને એક ખૂણાંમાં ગુમસુમ બેસી ગયો. મારૂં મગજ ચકરાવે ચડી ગયું હતું. હઝરત થી એવો કોઈ પરિચય નહોતો કે હઝરત ને મારા નામ ની જાણ હોય. તેમ છતાં..... હઝરતે મને નામ લઈને સંબોધન કર્યું ..... અને પૂછ્યું તો શું પૂછ્યું ? મારૂં સરનામું ! ! હઝરત ને મારૂં સરનામું શું બતાવું ? શું એમ કહૂં કે જુગાર ની કલબ માં રહું છું અને જુગાર ના વ્યવસાય થી સંકળાએલો છું. અરે ..... હઝરતે આ સવાલ મને શર્મિન્દો

કરવા માટે જ કર્યો છે. હઝરત ને જ્યારે વગર બતાવ્યે મારા નામ ની ખબર પડી ગઈ છે, તો શું મારા ઠેકાણાં ની ખબર નહીં હોય ? ચોક્કસ હશે ..... પણ મારૂં સરનામું પૂછીને મને સંકેત માં કહી દીધું કે સુધરી જા ..... કલબ છોડી દે ..... મારૂં માથું ભમવા લાગ્યું. કલબ ની ઇમારત ગોળ ગોળ ફરી રહી હોય તેવો ભ્રમ થવા લાગ્યો. વિચારો ના વમળ માં એવો અટવાઈ ગયો કે જાણે મારી બુધ્ધિ બહેર મારી ગઈ હોય અને વિચારવા ની શક્તિ હણાઈ ગઈ હોય. ઘણીવાર સુધી દિગ્મૂઢ અને વિસ્મયતા ની પરિસ્થિતી માં મન ડામાડોળ થતું રહ્યું અને અચાનક મનમાં એક ઝબકારો થયો. એક વિચાર આવ્યો ..... નહીં ..... નહીં ..... વિચાર નહીં ..... **બલ્કે એક દ્રઢ અને પાકો નિર્ણય કર્યો. આજ નો દિવસ કલબ નો અંતિમ દિવસ ... અરે ... દિવસ આથમવાને તો હજુ ઘણી વાર છે. એટલી પ્રતિક્ષા પણ નથી કરવી. નિર્ણય ને અમલ માં મુકવામાં પલભર નો પણ વિલંબ નથી કરવો.**

એક ગૈબી શક્તિ નો મારી અંદર સંચાર થયો. એક દ્રઢ સંકલ્પ અને અડગ આત્મવિશ્વાસ સાથે ઉભો થયો. કલબ ના સહ કર્મચારી ને કહ્યું કે હૂં કલબ છોડી ને જાઉં છું. આપણા શેઠ ઠાકૂર સાહેબ ને કહી દેશો કે લિયાકત હવે પછી કલબ માં કદી પણ પગ નહીં મૂકે. આટલું કહી મારા કપડા ની થેલી લઈ એક પળ નો પણ વિલંભ કર્યા વગર ઝડપ ભેર કલબ માંથી બહાર નિકળી ગયો.







# " હલાલ રોઝી માટે આરંભેલો સંઘર્ષ "

ઠાકૂર ની કલબ તજી તો દીધી પણ હવે જવું ક્યાં ? ક્યાં રહીશ ? શું ખાઇશ ? ક્યાં સુઇશ ? કેમ કમાઇશ ? એ બધા જટિલ પશ્નો સામે આવવા લાગ્યા. અંધકાર ના ઓછાયા નઝર સામે તરી આવવા લાગ્યા. ભૂખે મરવા નો વારો તો નહીં આવે ને ? એ કલ્પના મુંઝવવા લાગી. કાલ્પનિક ભાવી સમશ્યાઓ ના કાળા ડીબાંગ વાદળોએ હદય ની ક્ષિતિજ ને અંધકાર ની છાયા થી ઘેરી લીધી. પણ હઝરત નો વિચાર આવતાં જ દરેક દુઃખ દાયક વિચાર પલભર માં વરાળ બની ઉડી જતો અને એક આત્મવિશ્વાસ નું મારા મન માં સીંચન થતું કે **બધું સારૂં થઈ ને જ રહેશે.**

ઠાકૂર ની કલબ થી થોડા અંતરે ઇંટ રેતી ની મંડી હતી. કોઈ પણ જાત ના બાંધકામ વગર ની ખુલ્લા આકાશ નીચે એક ચોકમાં સાંજ ના સમયે બાંધકામ ને લગતા વ્યવસાય ને લગતા વેપારીઓ, કોન્ટ્રાક્ટરો, સપ્લાયરો અને કડિયા કામના કારીગરો એકઠાં થતાં. મોટા ભાગે ત્યાં કાચા માલ ના ઓંર્ડર લેવા અને દેવા માટે જ લોકો એકઠાં થતા. મૈં વર્ષો સુધી ઠાકૂર ની કલબ માં કામ કરેલું અને આસપાસ ના તથા દૂર ના વિસ્તાર સુધી ઠાકૂર ની જબરી હાંક અને ધાક હતી અને તે વિસ્તાર ના લોકો મને ઠાકૂર ના ખાસ વિશ્વાસુ માણસ તરીકે ઓળખતા હતા. જેથી તે વિસ્તાર ના લોકો સાથે મારી સારી એવી ઓળખાણ હતી અને તે વિસ્તાર ના લોકોએ જ્યારે જાણ્યું કે મૈં કલબ નો હરામ વ્યવસાય તજી

દીધો છે અને હવે હલાલ તરીકા થી રોઝી કમાવવાનું નક્કી કર્યું છે, તો તે વિસ્તાર ના લોકોએ મને લાગણી ના ભાવ થી વ્યવસાયિક સહકાર આપવાનું શરૂ કર્યું. મૈં રેતી ની ટ્રકો ની દલાલી આરંભી. બરૈલી શહેરમાં જ્યાં બાંધકામ થતું હોય ત્યાં રેતી ની ટ્રકો સપ્લાય કરવાનું કામ આરંભી દીધું. દરરોજ ની પાંચ થી સાત ટ્રકો ના ઑર્ડર મળતા અને એક ટ્રક દીઠ પાંચ થી સાત રૂપિયા ની દલાલી મળતી. તે હિસાબે રોજ ના પાંત્રીસ થી ચાલીસ રૂપિયાની આવક શરૂ થઈ અને તે રકમ મને બે (૨) ટંક જમવા માટે ત્યા અન્ય ખર્ચ માટે પુરતી હતી. હૂં દરરોજ હોટલ માં જમી લેતો અને એક દુકાન ના ઓટલે રાત ના સમયે સુઈ રહેતો.

એક દિવસ રાત ના સમયે મારો જૂનો શેઠ એટલે કે કલબ નો માલિક ઠાકૂર મને શોધતો શોધતો આવ્યો અને મને ભર ઉંઘ માં થી જગાડ્યો અને મને કલબ તજી દેવાનું કારણ પૂછ્યું. શું કલબ ના કોઈ કર્મચારી સાથે વાંધો પડી ગયો કે પગાર ની રકમ ઓછી પડે છે કે મારા થી કોઈ અસંતોષ થયો છે ? મૈં દરેક પ્રશ્ન નો એક જ જવાબ આપ્યો કે નહીં ઠાકૂર સાહેબ એવું કંઈ જ નથી. ઠાકૂર સાહેબ ને મારા જવાબ થી સંતોષ થયો નહીં અને મને કંઈ ખૂટે છે અથવા કોઈ પ્રકારે અસંતોષ છે, જેથી મને રિઝવવા ડબલ પગાર અને મોટી રકમ બક્ષિસ તરીકે આપવાનું કહીને આર્થિક પ્રલોભન ની લાલચ આપી ફરી કલબ નું સંચાલન સંભાળી લેવા પરત ફરવાની વિનંતી પણ કરી, પણ મૈં ઠાકૂર સાહેબ ની ઑફર નો સવિનય અસ્વીકાર કર્યો અને મારા નિર્ણય ઉપર અડગ રહ્યો.





# "આર્થિક પ્રગતિ અને લગ્ન જીવન ની શરૂઆત તથા ટ્રક ની ખરીદી"

ધીરેધીરે મારો રેતી ની દલાલીનો વ્યવસાય વિકાસ પામવા લાગ્યો. શરૂ માં દરરોજ પાંચ થી સાત ટ્રકો ની સપ્લાય હતી, તે ધીરેધીરે વધીને પચ્ચીસ (૨૫) થી ત્રીસ (૩૦) ટ્રક સુધી પહોંચી. હવે તો હૂં પી.ડબલયૂ.ડી (P.W.D) ના કોન્ટ્રાક્ટરો ના પુલ, રસ્તા અને અન્ય બાંધકામો ના સ્થળે પણ રેતી સપ્લાય કરવા લાગ્યો. રેતી ની સાથે સાથે ઇંટો (Bricks) ની પણ સપ્લાય શરૂ કરી દીધી અને મારી આવક માં અનેરો વધારો થઈ ગયો.

મૈં એક સેકન્ડ હેન્ડ (જૂની) "ક્યૂ-ડોઝ" ટ્રક પણ ખરીદી લીધી તે સમય મારો કલબ ને તિલાંજલી આપવાનું સાતમું (૭) વર્ષ હતું. હવે મારી જૂની છાપ એટલે કે ઠાકૂર ના માણસ તરીકે ની ભૂંસાઈ ગઈ અને એક વેપારી, કોન્ટ્રાક્ટર અને ટ્રાન્સપોર્ટર તરીકે મારી છબી સમાજ માં અંકિત થઈ ગઈ હતી.

કલબ છોડી દીધા પછી મૈં તમામ બૂરી આદતો અને લતો ને તજી દીધેલી. નમાઝ પઢતો થઈ ગયો અને ખાસ કરીને જુમ્આ ની નમાઝ હઝરત ની મસ્જિદ માં પઢવાનું કદી ચુકતો જ નહીં. જુમ્આ ની નમાઝ બાદ અચુક હઝરત ની મુલાકાત કરતો અને દસ્તબોસી ત્યા કદમ બોસી ની સઆદત હાસિલ કરતો અને તક મળતી તો હઝરત પાસે ધંધા ની પ્રગતિ અને બરકત માટે દુઆ કરાવી લેતો.

હઝરત ની દુઆ ની એવી બરકત થતી કે મને બિઝનેશ માં કલ્પના બહાર નો ફાયદો થતો.

હૂં કોઈ પણ કામ હઝરત ની ઇજાઝત અને દુઆ કરાવ્યા વગર કરતો નહીં. રેતી સપ્લાય સાથે સાથે ઇંટો નું કામ અને ત્યાર બાદ ટ્રક ની ખરીદી પણ હઝરત ની દુઆ અને ઇજાઝત લીધા પછી કરેલ.

એક વડીલ હમદર્દ ના માધ્યમ દ્વારા મારી શાદી પણ થઈ ગઈ અને અત્યારે આપણેં જે વિશાળ મકાન માં બૈઠા છીએં, તે મકાન માં એક રૂમ, રસોડું ભાડે થી રાખીને મારા દામ્પત્ય જીવનનો પ્રારંભ કર્યો.

## "ધૂમ આવક પણ બચત કંઈ જ ન થતી"

શાદી થઈ ગયા બાદ મારૂં જીવન એકદમ સ્થિર અને સુખમય થઈ ગએલું. પત્નિ, ઘર, ધંધો બધું વ્યવસ્થિત ચાલતું હતું. ઉપરાંત, મારૂં અંગત જીવન પણ ચુસ્ત શરીઅત ની પાબંદી સાથે પસાર થવા લાગ્યું. નમાઝ ની ચુસ્ત પાબંદી અને શરીઅત ના કાનૂનો ની જાણકારી ત્થા ઓલોમા-એ-એહલે સુન્નત ની કિતાબો ના વાંચન નો મૈં કાયમી નિત્યક્રમ બનાવી લીધેલો. હઝરત ની ખિદમત માં હાઝરી આપવી મારો રોજીંદો ક્રમ બની ગએલો. આમ ને આમ બે-ચાર વર્ષ પસાર થઈ ગયા. મારા ઘરે પુત્ર નો જન્મ પણ થયો.

ત્યાર બાદ એવું બન્યું કે મારા ધંધા ની કમાણી માં થી બરકત ઉઠી ગઈ. મારી ટ્રક આખો મહીનો બરાબર ચાલે. ભાડાની સારી આવક થાય પણ મહીના ના અંતે ટ્રક માં કંઈક ને કંઇક





નુકસાની આવે. ક્યારેક બે-ત્રણ ટાયરો ફાટી જાય, ક્યારેક એન્જિન માં મેજર ભાંગતૂટ થઈ જાય, પરિણામે પૂરા મહીના ની કમાણી એક ઝાટકે તણાઈ જાય અને પરિસ્થિતી હતા, ત્યાં ને ત્યાં. આવું ઘણાં મહીના સુધી ચાલ્યું. એક દિવસ હૂં હઝરત ને મારા ઘરે લઈ આવ્યો. હઝરત ઘરમાં તશરીફ લાવ્યા. થોડીવાર સુધી કંઈક પઢતા રહ્યા અને અચાનક મને સંબોધી ને ફરમાવ્યું **"માશાઅલ્લાહ ! યે ઘર બહોત મુબારક હૈ, યે ઘર તુમ્હારા હો જાએગા"** મને સાંભળી ને હયરત થઈ કેમકે હૂં એક સામાન્ય ભાડૂત આ મકાન કેમ ખરીદી શકું ? ઉપરાંત, વર્તમાન આર્થિક પરિસ્થિતી પણ બહુ સારી કહેવાય તેવી નહોતી. ખૈર ! હઝરત મારા ઘરે તશરીફ લાવ્યા છે, તેની જાણ આડોશ પાડોશ ના અને નજીક ના વિસ્તાર ના લોકો ને થતાં તેઓ મોટી સંખ્યા માં હઝરત ના દીદાર માટે ઉમટી પડેલા. મારૂં આખું મકાન લોકો થી ભરાઈ ગયું હતું અને સારી એવી ભીડ લાગી ગએલી. લોકો થી મુલાકાત કર્યા બાદ જ્યારે હઝરત પાછા જવા લાગ્યા ત્યારે મૈં હઝરત થી વિનંતી કરી કે મારે એકાંત માં ઝરૂરી વાત કરવી છે, માટે થોડીક વાર આપ રોકાઈ જવાની મહેરબાની ફરમાવો. લોકો વિદાય થયા બાદ મૈં રૂમ નો દરવાજો બંધ કરીને હઝરત ને મારી વર્તમાન આર્થિક પરિસ્થિતી વર્ણવી. મારી વાત સાંભળી હઝરતે મારી અંગત ખાનગી વાત નો રહસ્ય સ્ફોટ કરતાં ફરમાવ્યું કે **"પત્ની ને મારવાનું બંધ કરી દો. યાદ રાખો જે પોતાની પત્ની ને મારે છે, તેના રિઝ્ક માં થી બરકત નષ્ટ થઈ જાય છે."**

હઝરત ની વાત સાંભળી મારા આશ્ચર્ય ની કોઈ સીમા ન રહી. કેમકે હઝરતે એક વાસ્તવિક બાબત નો ભેદ ખોલી નાખેલો. હૂં શાદી ના ત્રણેય વર્ષ બાદ મારી પત્ની થી નાની નાની બાબત માં

વિવાદ અને વિખવાદ કરતો અને અંતે રૌદ્ર સ્વરૂપ ધારણ કરી નિર્દયતા પૂર્વક તેણી ને ઝુડી નાખતો. આ બધું મોટા ભાગે રાત ના સમયે જ બનતું. હૂં મારી પત્ની ને મારકુટ કરતો તેની જાણ મારા આડોશી-પાડોશી ને પણ ન હતી, પણ વાહ રે ! મુફ્તી આઝમે હિન્દ નો કશ્ફ ! હઝરતે તે ખાનગી બાબત ઉપર થી પડદો ઉંચકી ને હવે થી ઘરવાળી ઉપર હાથ ન ઉપાડવાનું વચન લઇ, દુઆઓ થી નવાઝી વિદાય થયા.

## "P.W.D નો કોન્ટ્રાકટ, પેમેન્ટ ફસાયું, કફોડી હાલત અને હઝરત ની મદદ"

હઝરત ને આપેલા વચનનું ચુસ્તપણે પાલન કરીને પત્નીને મારકુટ સદંતર બંધ કરી. અને જાણે ચમત્કાર થયો હોય તેમ મારી આર્થિક પરિસ્થિતી માં એકદમ સુધાર આવી ગયો. કમાણી માં બરકત દેખાવવા મંડી, પૈસા ની ખેંચ અને ભીડ સદંતર દૂર થઇ ગઇ અને સારી એવી બચત થવા લાગી મારો ટ્રાન્સપોર્ટ, રેતી અને ઇંટ સપ્લાય નો ધંધો ધમધોકાર ચાલવા લાગ્યો.

હૂં P.W.D ના કોન્ટ્રાક્ટરો ના કામો ઉપર ઘણા સ્થળોએ રેતી અને ઇંટ વગેરે બિલ્ડીંગ કન્સટ્રકસન મટેરિયલ સપ્લાય કરતો અને કામ ની સાઇટ ઉપર થી માલ ની સપ્લાય થયા ની પહોંચો મેળવતો અને સાઇટ ઉપર થી મળેલી પહોંચો ની એન્ટ્રી વેરીફિકેશન (ખરાઇ) કરવા, ડુપ્લીકેટ પહોંચો P.W.D ની ઓફિસ માં જમા કરાવવા, હવે કઇ સાઇટ ઉપર માલ સપ્લાય કરવાનું છે ? તેની





સુચના મેળવવા વગેરે કામો માટે અવાર નવાર P.W.D ની ઓફિસે જતો, જેથી ઓફિસ ના સ્ટાફ ની સાથે સારી ઓળખાણ થઇ ગએલી, બલ્કે ઓફિસ સ્ટાફ ના દરેક શખ્સ ની સાથે ગાઢ સબંધ થઇ ગએલો. ત્યાં સુધી કે ઓફિસ ના ઉપરી અધિકારી "Executive Engineer" ની સાથે પણ સારો સબંધ વિકાસ પામેલો. એક દિવસ મોટા સાહેબે કહ્યું કે અમારા દરેક કોન્ટ્રાક્ટર ની સાઇટ ઉપર બધો માલ તમો જ નાખો છો. પહોંચો લેવી, ઓર્ડર લેવા, પહોંચો અહીં ઓફિસ માં જમા કરાવવી, ટ્રીપ ટેલી કરવી વગેરે વહીવટી દરેક કામ તમો જ કરો છો. સાચી મહેનત તમારી જ હોય છે. કોન્ટ્રાક્ટર તો તમને ઓર્ડર આપી નિચિંત થઇ જાય છે. દરેક કામ તમો કરો છો અને તમોને મામૂલી વળતર મળે છે અને મલાઇ અન્યો ઘર બેઠાં જમી જાય છે.

માટે જો તમો તમારા નામે મટેરિયલ સપ્લાય કરવાનો કોન્ટ્રાક્ટ રાખો, તો તમને વધુ આવક થશે. અલબત્ત ! તમોને સારૂં એવું રોકાણ કરવું પડશે. કેમકે તમો ડાયરેક્ટ સપ્લાય કરશો તેનું બીલ તમારે તમારા નામનું મુકવું પડશે અને તેનું પેમેન્ટ તમને એક-દોઢ મહીના બાદ જ મળી શકશે અને તે સમયગાળા દરમિયાન તમારે રોકાણ કરવું પડશે. ઉપરાંત તમારે તમારા નામે માલ સપ્લાય કરવામાં પહેલાં ઝરૂરી વહીવટી વિધી કરવી પડશે જેમકે માલ ની ઝરૂરિયાત ની અમારા દ્વારા સમાચાર પત્રોમાં જાહેરાત આપી ટેન્ડર નોટીસ છપાવવી પડશે. તેના અનૂસંધાને તમારે કોટેશન (ભાવ) આપવાના, તમારા ભાવ અન્ય સપ્લાયર્સ થી ઓછા આવતાં તમારૂં ટેન્ડર પાસ કરવામાં આવશે અને હેડ ઓફિસે મંજૂરી માટે મોકલી હેડ ઓફિસે

થી તમારા નામનો વર્ક ઓર્ડર આવશે ત્યાર બાદ તમો સપ્લાય માટે અધિકૃત થશો અને સપ્લાય કર્યા બાદ મહીને-દોઢ મહીને તમારૂં બિલ પાસ થયા બાદ તમને પેમેન્ટ મળી શકે.

જો કે ટેન્ડર, કોટેશન, વર્ક ઓર્ડર વગેરે પેપર વર્ક ની વિધી તો તમને હૂં ચાલુ કામે કરી આપીશ. તમો ચાહો તો બે દિવસ પછી ફલાણાં પુલ ના બાંધકામ ની સાઇટ ઉપર સપ્લાય ચાલુ કરી દો. પેપર વર્ક ની વિધી થઈ રહેશે. ચાલુ કામે અટકી પડો તો થોડા એડવાન્સ પેમેન્ટ ની સ્પેશ્યલ કેસમાં હૂં વ્યવસ્થા કરી આપીશ.

મોટા સાહેબ ની લાગણી અને સહકાર ની ભાવનાને અનુલક્ષીને મૈં તરત જ કામ શરૂ કરી દીધું અને રેતી, કાળી કાકરી (મેટલ) ત્યા ઈંટોની ધડાધડ સપ્લાય ચાલુ કરી દીધી. દરરોજ કતાર બંધ ટ્રકો માલ ઠાલવવા લાગ્યા અને વીસ-પચ્ચીસ દિવસ માં અંદાજે પંદર થી સત્તર લાખ નો માલ સાઇટ ઉપર નાખી દીધો. મૈં ઈંટો ના ભઠ્ઠા વાળા, બ્લેક મેટલ ના ભરડીયા વાળા પાસે થી નિશ્ચિત સમય ની મુદ્દતે ઉધાર માલ લીધેલો ત્યા ટ્રક અને રેતી કામ ના ચુકવણા માટે મિત્રમંડળ માં થી ચાર-પાંચ લાખ ઉછીના લીધેલા. જે મુદ્દત નજીક આવી જતા મૈં મોટા સાહેબ ને વિનંતી કરી કે મને પાંચ-સાત લાખ રૂપિયા એડવાન્સ પેમેન્ટ ની વ્યવસ્થા કરી આપો અને મારે કોને કોને પેમેન્ટ અરજન્ટ આપવાનું છે તેની વિગત મોટા સાહેબ ને જણાવી દીધી. મારી વાત ને ગંભીરતા પૂર્વક લક્ષને પાત્ર ગણી મોટા સાહેબે મને ધરપત આપતાં કહ્યું કે બે-ત્રણ દિવસ માં હૂં એડવાન્સ પેમેન્ટ ની વ્યવસ્થા કરી આપીશ.





## મોટા સાહેબ ની અચાનક બદલી અને મારા માથે આફત ના ઓળા :-

મોટા સાહેબ ના વચનને અનુલક્ષી મૈં દરેક લેણદાર ને બે-ચાર દિવસમાં પેમેન્ટ આપવાનું વચન આપી દીધું. બે દિવસ પછી હૂં મોટા સાહેબ ને મળવા P.W.D ની ઓફિસે ગયો, તો મને માથે આભ તૂટી પડ્યું હોય, તેવો અનુભવ થયો. હેડ કલાર્ક પાસે થી એવી માહિતી મળી કે મોટા સાહેબ ની તાકીદ ની અસર થી રાતો રાત બદલી થઈ ગઈ છે. ગઈકાલે સાંજે જ સાહેબે પોતાનો ચાર્જ છોડી દીધો છે અને તેઓના હોદ્દા ઉપર આજ થી નવા સાહેબે ચાર્જ સંભાળી લીધો છે.

હૂં નવા સાહેબ ની ચેમ્બરમાં ગયો અને મૈં કરેલી સપ્લાય અને એડવાન્સ અંગે ની વાત જણાવી, એટલે સાહેબે ચોખ્ખા શબ્દોમાં ઘસીને ના કહી દીધી અને આશ્ચર્ય વ્યક્ત કરતાં જણાવ્યું કે વર્ક ઓર્ડર વગર તમોએ કયા આધારે સપ્લાય કરી ? મૈં સપ્લાય કરેલા માલ ની સ્લીપો નવા સાહેબ ને બતાવી અને કહ્યું કે એક દસકા થી વધુ સમય થી હૂં P.W.D ના બાંધકામ ની સાઇટો ઉપર માલ સપ્લાય કરૂં છું. પહેલાં અન્ય સપ્લાયરો ના પેટા-સપ્લાયર તરીકે સપ્લાય કરતો હતો પણ આ વખતે મોટા સાહેબ ના કહેવાથી ડાયરેક્ટ સપ્લાય કરી છે અને ટેન્ડર, વર્ક ઓર્ડર વગેરે પેપર વર્ક ની વિધી ચાલૂ કામમાં થઈ જશે, તેવી ખાત્રી મોટા સાહેબે આપેલી અને સાહેબ ની ઝબાન ઉપર વિશ્વાસ રાખીને મૈં આટલી જંગી રકમ નું મટેરિયલ સપ્લાય કર્યુ છે.

નવા સાહેબે કહ્યું કે તમારી બધી વાત સાચી પણ હૂં કાયદાની મર્યાદા ભંગ કદી નથી કરતો. નિયમોનુસાર વર્ક ઓર્ડર વગર તમોને પેમેન્ટ કદી મળે જ નહીં. મારે નવેસર થી બધી વિધી કરવી પડશે અને તે માટે ઓછા માં ઓછો એક મહીના નો સમય લાગી જશે. નવા સાહેબ ના પ્રતિકૂળ વલણ ના કારણે મારી હાલત કફોડી બની ગઈ. શું કરવું ? તેની સમજ નહોતી પડતી.

ત્રણેક દિવસ પછી હૂં ફરી P.W.D ની ઑફિસે ગયો ત્યાંના કલાસ ટુ અધિકારીઓ અને અન્ય કર્મચારીઓનો સંપર્ક કરી નવા સાહેબ ને ભલામણ કરવાની વિનંતી કરી. બે-ચાર દિવસમાં અમો નવા સાહેબ ને સમઝાવી લેશું તેવી આશા તેઓએ વ્યક્ત કરી. પણ નવા સાહેબ બહુજ કડક હતા. કોઈની પણ ભલામણ કામ ન લાગી. મૈં પણ બે-ત્રણ વખત સાહેબ ને મળીને પ્રયત્ન કરી જોયો, પણ બધું વ્યર્થ પુરવાર થયું.

દિવસો ઉપર દિવસો પસાર થવા લાગ્યા. દસ-બાર દિવસ પસાર થઈ ગયા અને મારૂં જીવવું દુલર્ભ બની ગયું. લેણદારો ની ઉઘરાણી દિવસે દિવસે પ્રબળ બનતાં છેવટે **“પઠાણી ઉઘરાણી”** જેવી નૌબત આવી ગઈ. વહેવાર સાચવવામાં મળેલી નિષ્ફળતા એ મારી શાખ ને જબરદસ્ત ધક્કો માર્યો. માર્કેટ માં ચર્ચા થવા લાગી. મારા માટે ઝેર ખાવા જેવી સ્થિતી નિર્માણ થઈ ગઈ. મૈં અહીં તહીં ઉછીના રૂપિયા લેવા ની ઘણી જ કોશિશ કરી, પણ ક્યાંયથી પણ કોઈ વ્યવસ્થા ન થઈ શકી.

એક દિવસ ફરી એક પ્રયત્ન કરી જોવા સાંજના સમયે નવા સાહેબ પાસે ગયો અને મારૂં મકાન ગિરવી આપી દઉં, કહો તેને





જામીન તરીકે સહી કરાવી આપું, પણ મને થોડી રકમ નો એડવાન્સ નો ચેક આપો. મારા માટે જીવન-મરણ નો સવાલ છે. પણ નવા સાહેબે સખ્ત વલણ અપનાવીને સાફ સંભળાવી દીધું કે વારંવાર અમને ડિસ્ટર્બ કરવા આવો નહીં. પેપર વર્ક ની વિધી બને તેટલી ઝડપે પૂર્ણ કરવા માટે હૂં સતત પ્રયત્ન શીલ છું. હજુ ઓછામાં ઓછા વીસ થી પચ્ચીસ દિવસ લાગશે. માટે હવે વીસ-પચ્ચીસ દિવસ સુધી ઑફિસ માં દર્શન દેતા નહીં.

## હઝરત ની બશારત :-
## આવતી કાલે પેમેન્ટ મળી જશે.

નવા સાહેબ ની ચેમ્બર માં થી નાસીપાસ થઈને ભગ્ન હદયે બહાર નિકળ્યો. હવે શું થશે ? હવે શું કરવું ? એ વિચાર માં અટવાએલો અને નઝર ની સામે ગાઢ અંધકાર ના ઓછાયા નો અનુભવ કરી રહ્યો હતો અને **આશા નું કિરણ ચમકી ઉઠ્યું.** શા માટે ગભરાય છે ? હઝરત પાસે જઇને બધું જ કહી દે. ઝરૂર કંઇક માર્ગ નિકળશે. તરત જ હઝરત ની ખિદમત માં પહોંચી ગયો. મગરિબ ની નમાઝ બાદ હઝરત ને આરંભ થી અંત સુધી ની દાસ્તાન કહી સંભળાવી. મારી દુ:ખદ કહાની સાંભળી ને હઝરતે ગંભીર મુદ્રા માં થોડીક ક્ષણો માટે મૌન ધારણ કરી લીધું અને સતત કંઇક પઢતા રહ્યા. થોડી વાર પછી હઝરતે મૌન તોડ્યું અને ફરમાવ્યું કે **“આપ કલ જાના. આપ કી પેમેન્ટ ઇન્શાઅલ્લાહ કલ હી મિલ જાએગી”** મને મારા કાન ઉપર વિશ્વાસ નહોતો આવતો કે હઝરત આ શું ફરમાવી રહ્યા છે ? મૈં હઝરત ને આજ સાંજ ની નવા

સાહેબ ની સાથે થએલી વાતચીત ની પણ માહિતી આપી છે અને હઝરત આ શું ફરમાવી રહ્યા છે કે **આવતી કાલે પેમેન્ટ મળી જશે.**

બીજા દિવસે હૂં જ્યારે P.W.D ની ઑફિસે ગયો તો મને પ્રવેશ કરતો જોઇને હેડ ક્લાર્કે મને તેના ટેબલે બોલાવ્યો અને મારા હાથ માં ચેક આપ્યો. મૈં આશ્ચર્યચકિત થઇને પૂછ્યું કે આ બધું કેમ બન્યું ? તમને પણ ખબર છે કે નવા સાહેબે ગઈ કાલે સાંજે જ પેમેન્ટ માટે નનૈયો સંભળાવી દીધેલો. હેડ કારકુને જવાબ માં કહ્યું કે આજે વહેલી સવારે નવા સાહેબ ની જીપ લઇને જીપ નો ડ્રાઇવર મારા ઘરે આવ્યો અને મને કહ્યું કે મોટા સાહેબે કહ્યું છે કે ઑફિસ ટાઇમ થી એક કલાક પહેલા ઑફિસે પહોંચો હૂં પણ વહેલો આવી જઇશ.

સાહેબ ની સૂચના અનુસાર હૂં ઑફિસે વહેલો આવ્યો અને હજુ મારા ટેબલ ઉપર બઠો જ હતો કે નવા મોટા સાહેબ પણ આવી પહોંચ્યા. સાહેબ ના હાવ ભાવ થી એવું લાગતું હતું કે સાહેબ એકદમ ગભરાએલા હતા. સાહેબે મને આદેશ આપ્યો કે સપ્લાયર મુલ્લા લિયાકતે આજ સુધી જે સપ્લાય કરી છે, તેનું કુલ પેમેન્ટ કેટલું થાય છે, તે સ્લીપ બુક અને વજન ચિઠ્ઠી ના આધારે તૈયાર કરો અને જે કંઈ પણ પેમેન્ટ થાય, **તેનો ચેક બનાવી મારી ચેમ્બર માં આવો એટલે હૂં ચેક માં સહી કરી આપું.** મૈં નવા મોટા સાહેબ ને યાદ અપાવ્યું કે લિયાકત સાહેબ ના કોટેશન, વર્ક ઑર્ડર વગેરે પેપર વર્ક ની વિધી બાકી છે. તેનું શું ? જવાબ માં સાહેબે કહ્યું કે તે રૂટીંગ વિધી પાછળ થી આટોપી લેશું તેની ઝંઝટમાં ન પડો **જલ્દી ચેક લખો.** નવા મોટા સાહેબે રાત્રે કોઈ





સપનું જોએલું. શું જોએલું ? તે સાહેબે હેડ કારકુન ને ન કહ્યું પણ ગમે તે સપનું જોએલું અને તેથી જ ગભરાઇને મારૂં પેમેન્ટ રિલીઝ કરી દીધું.

# "શોર્ટ બ્રેક (ક્ષણીક વિરામ)"

ઉપરોક્ત પ્રસંગ હુઝૂર મુફ્તી આઝમે હિન્દ રદિઅલ્લાહો અન્હો ની શાને તસર્રુફ ની ઝાંખી કરાવવા ઉપરાંત "શાને દસ્તગીરી" નો પણ પુરાવો પૂરો પાડે છે. જનાબ લિયાકત સાહેબે ઉપરોક્ત પ્રસંગ વર્ણન કર્યા બાદ અન્ય પ્રસંગોનું પણ વર્ણન કર્યું. જે બધા પ્રસંગોનું વર્ણન લખાણ ની લંબાઈ મર્યાદા અને સ્થળ સંકોચ ના કારણે શક્ય નથી. જેથી હવે ફક્ત એક પ્રસંગ જે હઝરત ની **"મહાન શાનદાર કરામત"** રૂપે છે, તે પ્રસંગ જનાબ લિયાકત સાહેબે વિસ્તાર પૂર્વક મારી સમક્ષ વર્ણન કરેલું. તે પ્રસંગ અત્રે રજૂ કરૂં છું.

P.W.D ના વર્ણનીય પેમેન્ટ અંગે ના પ્રસંગ નું વર્ણન કર્યા બાદ જનાબ લિયાકત સાહેબે કહ્યું કે હૂં અવાર નવાર ધંધાકીય બાબતો ની આંટીઘૂંટી માં અટવાઈ જતો અને દર વખતે હઝરતે મને આબાદ બચાવી લીધા. એટલે મૈં એવું નક્કી કર્યું કે હઝરત ને પૂછ્યા વગર હૂં ગમે તે કોન્ટ્રાક્ટ ના કામ માં ઝંપલાવી દઉ છું અને પછી તેમાં એવો સલવાઈ જાઉ છું કે ધોળા દિવસે તારા દેખાઈ આવે છે, માટે આવા જીવતા સાંપ પકડવાના ધંધા કરતા પહેલાં હઝરત ને પૂછી ને અને હઝરત ની ઇજાઝત મેળવીને જ કામ કરવું.

જેથી કોઈ સંકટ નો સામનો જ ન કરવો પડે. આ નિર્ણય બાદ મૈં હઝરત ને પૂછીને જે કંઈ પણ કોન્ટ્રાક્ટ નું કામ કર્યું તેમાં કદી પણ કોઈ તકલીફ ન પડી.

આવા એક મોટા કોન્ટ્રાક્ટ ના કામ માં હઝરતે મને તબાહ અને બરબાદ થવા થી આબાદ બચાવ્યો. જેની વિગતવાર માહિતી એ છે કે : - ? ? ? ? ???

## "નેપાળ ના જંગલ ના કોન્ટ્રાકટરો ને ડાકૂઓએ સામુહિક લૂંટી લીધા"

હઝરત ની દુઆઓ ની બરકત થી હૂં વેપાર-ધંધમાં દિન પ્રતિ દિન સિધ્ધીના સોપાનો સર કરતો ગયો. ટ્રાન્સપોર્ટ નો ધંધો અતિ વિકાસ પામ્યો. નેપાળ થી મોટા પ્રમાણ માં જંગલ નું લાકડું ટ્રકો મારફત બરૈલી આવતું. મારા ટ્રકો પણ લાકડાનું ટ્રાન્સપોર્ટેશન કરતા થઈ ગયા. બે-ત્રણ વર્ષ સુધી આ કામ કરવાના કારણે લાકડાના વ્યવસાય ની ઘણી બધી જાણકારી અને આંટી ઘૂંટી થી હૂં માહિતગાર થઈ ગયો અને જંગલ ના લાકડા ના કોન્ટ્રાક્ટરો અને તેઓના કર્મચારીઓ સાથે સારી એવી ઓળખાણ અને સબંધો થઈ ગએલા.

એક દિવસ લાકડા ના એક મોટા કોન્ટ્રાક્ટર નો મેનેજર મારા ઘરે આવ્યો અને કહ્યું કે હૂં લગભગ વીસ (૨૦) બાવીસ (૨૨) વર્ષ થી મારા શેઠ ના લાકડાના કોન્ટ્રાક્ટ નું નેટવર્ક સંભાળું





છું અને શેઠ ની સાથે અમુક ટકા વર્કીંગ પાર્ટનર પણ છું. મૈં મારા શેઠ ને મારા અનુભવ નો પૂરેપૂરો લાભ આપીને કરોડો રૂપિયા કમાવી આપવાની સાથે ધંધાની સુક્ષ્મ માં સુક્ષ્મ જાણકારી શીખવી આપી છે. પણ છેલ્લા કેટલાક વર્ષો થી મારા શેઠ ની નિતી બગડી ગઈ છે. મને વર્કીંગ પાર્ટનર તરીકે હિસ્સો આપવામાં ગલ્લાં તલ્લાં કરે છે. છેલ્લા ત્રણ વર્ષ નો મારો હક-હિસ્સો આપ્યો નથી. આજે સાંજે તે અંગેનો હિસાબ કરતી વખતે તેણે મારી સાથે અસભ્ય વર્તન કર્યું અને છેલ્લા ત્રણ વર્ષનો મારો નફા નો ભાગ આપવાની ચોખ્ખી ના કહી દીધી. જેથી મૈં તેની સાથેના સબંધો નો અંત લાવી નોકરીમાં થી છુટો થઈ ગયો છું.

જો તમારે જંગી રકમ કમાવવી હોય તો અઠવાડિયા પછી નેપાળ ના જંગલ ની **"જાહેર હરરાજી"** (Open Auction) છે. મારો અમુક ટકા હિસ્સો રાખો અને હરરાજી માં ભાગ લો, પછી જુઓ હૂં શું કરી બતાઉ છું ? આરંભ થી અંત સુધી ની દરેક વહીવટી બાબતો નો હૂં એવું વ્યવસ્થિત સંચાલન કરી આપીશ કે તે બિઝનેસ નું તમારે લેશ માત્ર ટેન્શન નહીં લેવું પડે. મારી પાસે બહોળો અનુભવ છે, જેનો આપણે પૂરે પૂરો લાભ ઉપાડશું.

તમારે ફક્ત પંદર (૧૫) લાખ રૂપિયા ની વ્યવસ્થા કરવાની છે, કેમકે નેપાળ ના જંગલ ની હરરાજી માં જેની બોલી (ટેન્ડર) પાસ થાય છે, તેણે અર્નેસ્ટ-મની ની રોકડ રકમ હરરાજી ના સ્થળે જમા કરાવવાની રહે છે. અઠવાડિયા પછી એટલે કે આવતા (Next) સોમવારે નેપાળ માં હરરાજી છે. જેની જાહેરાત સમાચાર પત્રો માં છપાઈ ચુકી છે. આજે મંગળવાર છે. શુક્રવાર ની રાત્રે અહીંથી

નિકળવું પડશે. જેથી સોમવારે વહેલી સવારે નેપાળ માં હરરાજી ના સ્થળે પહોંચી જવાય. તે દરમિયાન અર્નેસ્ટ મનીની રકમ ની વ્યવસ્થા કરી રાખો.

મેનેજર ની વાત સાંભળી મૈં તેનો પ્રસ્તાવ તરત જ મંજૂર કરી લીધો અને નાણાં ની વ્યવસ્થા થઈ જશે અને આપણે શુક્રવાર ના રાત ના બરૈલી થી નેપાળ જવા નિકળી જશું. આ રીતે પ્રોગ્રામ નક્કી કરીને મૈં નાણાં ની વ્યવસ્થા કરી લીધી અને શુક્રવાર (જુમ્આ) નો દિવસ પૂરો કરી રાત ના નિકળવા નો પ્રોગ્રામ પાકો કર્યો. અને જુમ્આ ના દિવસે હઝરત ની સાથે જુમ્આ ની નમાઝ પઢી હઝરત ને બધી વાત કરી ઇજાઝત અને દુઆ મેળવવા મહોલ્લા સોદાગ્રાન પહોંચી ગયો.

જુમ્આ ની નમાઝ હઝરત ની સાથે અદા કરી અને નમાઝ પછી લોકોની ભીડમાં જોડાઈ હઝરત ની સાથે મુસાફોહ (હસ્તધુનન) અને દસ્તબોસી (હાથ ચૂમવા) માટે લાઇનમાં ઉભો રહી ગયો. જ્યારે મારો વારો આવ્યો ત્યારે મૈં હઝરત ને નેપાળ ના જંગલ ની હરરાજી ની વાત ઝડપ થી અને ટૂંક માં વર્ણવી અને ઇજાઝત અને દુઆ ની દરખાસ્ત કરી. મારી વાત સાંભળી હઝરતે ફરમાવ્યું કે **"ઠીક હૈ, ઝરૂર જાઇયે, અલ્લાહ બરકત દે, લેકિન યહાં સે પીર (સોમવાર) કો જાના."**

હઝરત ના ઉપરોક્ત આદેશ ના અનુસંધાને હૂં કંઈ પણ ખુલાસો કરૂં, તે પહેલાં કતારમાં પાછળ ઉભેલાઓ એ આગળ વધવાની મથામણમાં ધક્કા મુક્કી કરી મને દૂર હડસેલી દીધો. હૂં વિચારો ના ચકવાત માં ઘુમરીઓ ખાવા લાગ્યો. કેમકે નેપાળ માં



**સોમવારે હરરાજી છે અને હઝરતે અહીંથી સોમવારે જવાનું ફરમાવ્યું** છે. જો હૂં અહીં થી સોમવારે નિકળું તો છેક બુધવારે સવારે નેપાળ પહોંચું અને હરરાજી આટોપાઈ ગયા ને બે (૨) દિવસ વિતી ગયા હોય. હઝરતે અહીં થી સોમવારે જવાનું શા માટે કહ્યું હશે ?

પણ મૈં મારૂં મન મનાવવા કલ્પના નો ઘોડો દોડાવવો શરૂ કર્યો કે ના... ના... એવું નથી કહ્યું... મારી સમઝ ફેર થઈ હોય તેવું જણાય છે. અથવા હઝરત મારી વાત બરાબર નથી સમઝી શક્યા. હવે શું કરૂં ? હઝરત થી ખુલાસો કરવો જ પડશે. એટલે હૂં એક સાઇટ માં ઉભો રહી ગયો. દસ્તબોસી નો સિલસિલો પૂરો થતાં જ હઝરત ઘરમાં તશરીફ લઈ ગયા અને હૂં જોતો રહી ગયો.

હવે શું ? અહીં થી ઘરે જાઉં કે રોકાઈ જાઉં ? એક પ્રકાર ની માનસિક ગડમથલ માં ફસાઈ ગયો, પણ અંતે દ્રઢ નિર્ણય ઉપર આવી ગયો કે અહીંથી નથી જવું. હઝરત થી ખુલાસો કરી જ લેવો છે. અસર ની નમાઝ માટે હઝરત મસ્જિદ માં તશરીફ લાવશે, ત્યારે ફરી પૂછી લઇશ એટલે શંકા નું સમાધાન અને નિરાકરણ થઈ જશે. અસર ની નમાઝ નો સમય થવાની પ્રતિક્ષા માં ત્યાંજ બેસી રહ્યો. અસર ની નમાઝ બાદ હઝરત થી ફરી મુસાફહો કરીને ફરી બપોર વાળો પ્રશ્ન દહોરાવ્યો અને કાન સરવા કરીને હઝરત શું ફરમાવે છે, તે સાંભળવા સતર્ક બની ગયો અને હઝરત ની મુબારક ઝબાને થી **"અલ્લાહ કારોબાર મેં બરકત દે, ઝરૂર તશરીફ લે જાઇયે, લૈકિન યહાં સે પીર કે દિન જાના"** એ શબ્દો સાંભળી ફરી અચંબા માં પડી ગયો. તે સમયે બપોર જેવી લોકોની ભીડ ન હતી એટલે મૈં ખુલાસો કરવાની હિંમત એકઠી કરીને બોલવા જતો હતો ત્યાંજ દારૂલ-

ઇફતા ના મુફતી સાહેબ કોઈ ફત્વા ના સબંધે માર્ગ દર્શન મેળવવા આવી પહોંચ્યા અને મને મળેલી તક હાથ માં થી સરી ગઈ.

મુફતી સાહેબ ની વાત પૂરી થવાની ઇન્તઝારી માં જ મગરિબ ની અઝાન થઈ ગઈ. મગરિબ ની નમાઝ બાદ ફરી ત્રીજી વખત હઝરત ની ખિદમત માં હાઝિર થયો અને મારી વાત વિશેષ ખુલાસા સ્વરૂપે રજૂ કરીને કહ્યું કે **હઝરત ! સોમવારે લીલામ નેપાળ માં છે. અને આજે... આજે... જ... એટલે કે આજે ઇશા ની નમાઝ બાદ નિકળવાનો વિચાર છે અને આજે જો નિકળું તો જ રવિવારે રાત્રે હરરાજી ના સ્થળે પહોંચી ને સોમવારે સવારે નેપાળમાં હરરાજી માં ભાગ લઈ શકું અને આજે નિકળવા માટે ની ઇજાઝત અને કામયાબી ની દુઆ ની દરખાસ્ત છે.** મારી આટલી ચોખવટ પછી હઝરત ને હવે ખયાલ આવીજ ગયો હશે કે સોમવારે નેપાળ માં હરરાજી માં ભાગ લેવા મારે આજે જ નિકળવું જોઇએં અને હઝરત મને આજે રવાના થઈ જવાની ઇજાઝત આપી દેશે અને હઝરત નો આદેશ સાંભળવા હૂં ઉત્સુક બનીને હઝરત ના નૂરાની ચહેરા ને તાકી રહ્યો હતો. હઝરત તે વખતે આંખના પોપચાં ઢાળી, મૌન ધારણ કરી ગંભીર મુદ્રામાં કંઇક વિચારી રહ્યા હતા. બે-ત્રણ મિનીટ પછી હઝરતે ફરમાવ્યું કે **" મૈં આપ કી બાત કો અચ્છી તરહ સમઝ ગયા હૂં. આપ ઝરૂર તશરીફ લે જાઇયે, અલ્લાહ બરકત દે, લૈકિન યહાં સે પીર કો જાના"**

કોર્ટ માં ચાલતા કોઈ ગંભીર કેસનો જજમેન્ટ આપણી વિરુધ્ધ આવે, તેવી કફોડી હાલત મારી થઈ ગઈ. ફાઇનલ..... ફાઇનલ જજમેન્ટ..... હવે ટશ નો મશ ન થવાય. જે થવાનું હોય તે થાય.



હઝરત નો હુક્મ શિરોમાન્ય. મારા પીર ના આદેશ નું ઉલંઘન કદાપી ન થાય. પણ એક વાત સમઝમાં નથી આવતી કે પીર **સાહેબ સતત પીર (સોમ) નું જ રટણ શા માટે કરી રહ્યા છે ?** ઝરૂર કંઇક ભેદ છે, જે પીર સાહેબ જાણે છે અને જેથીજ સોમવારે (પીર ના દિવસે) જ જવાનો આગ્રહ રાખે છે.

આજે નથી જવું. પીર સાહેબે પીર ના દિવસે જવાનું કહ્યું છે તો હવે પીર (સોમ) ના દિવસે જ જવું છે. તેવો પાકો સંકલ્પ કરી ઘરે આવી ગયો. રાત્રે જંગલ ના લાકડા ના વ્યવસાય નો નિષ્ણાંત મેનેજર પ્રવાસ ની સંપુર્ણ તૈયારી કરીને મને બોલાવવા આવ્યો એટલે મૈં તેને કહ્યું કે આજે નથી જવું. મારા પીર સાહેબે સોમવારે જવાનું કહ્યું છે એટલે હવે કાર્યક્રમ બદલી નાખીને સોમવાર નું જવાનું નક્કી રાખ્યું છે. મારી વાત સાંભળી તેણે કહ્યું કે સોમવારે જવાનો કોઈ અર્થ જ નથી. સોમવારે આપણે અહીં થી નિકળીએ એટલે બુધવાર ના ત્યાં પહોંચીએ અને તે વખતે "ખૈલ ખતમ" જેવો જ ઘાટ હોય. તમો ભૂલ કરો છો. આવી સોનેરી તક ને જતી કરો છો. સોમવારે જવું તેના કરતાં ન જવું બેહતર છે. ફોગટ નો ધક્કો થશે અને કંઈ નહીં વળે. જો જવું હોય તો અત્યારે જ નિકળીએં, નહીંતર જવાનું સદંતર માંડી જ વાળીએં. માટે જો જંગલ ના લાકડા ની ખરીદી માં રસ હોય અને હરરાજી માં ભાગ લેવો હોય, તો હિંમત કરીને અત્યારે જ તૈયાર થઈ જાવ. તેણે ઘણી વાર સુધી મને મનાવવા ના પ્રયત્નો કરી જોયા પણ બધા પ્રયત્નો વ્યર્થ પુરવાર થયા. હૂં મારા નિર્ણય ઉપર અડગ જ રહ્યો અને અત્યારે જવાનો સ્પષ્ટ ઇન્કાર કરી દીધો. મારી અડગતાને ખોટી જીદ સમઝી મોઢું વકાસી મેનેજર વીલા મોઢે મારા ઘરે થી વિદાય થયો.

# "નેપાળ માં શું બન્યું ?"

બીજા દિવસે એટલે કે શનીવારે મૈં કહેણ મોકલીને મેનેજર ને બોલાવ્યો. તે ઉદાસ ચહેરે આવ્યો. હરરાજી માં ભાગ લેવા ની તક હાથમાં થી જતી રહી, તેનો વલોપાત તેના ખરાબ મૂડ થી વ્યક્ત થઈ રહ્યો હતો. મૈં તેને કહ્યું કે ભલે આખા જંગલ નો કાન્ટ્રાક્ટ આપણ ને નહીં મળે પણ હરરાજી માં જેને કોન્ટ્રાક્ટ મળ્યો હશે તેની પાસે થી પેટામાં થોડોક જથ્થો તેને યોગ્ય નફો આપીને ખરીદી લેશું. ફરી આવતા વર્ષે ટ્રાય કરશું. આ વર્ષે ઓછું કમાશું એટલું જ ને ? કંઇ વાંધો નહીં. જઇએ તો ખરા ? એક નવા ધંધા ની લાઇન મળશે. આમ તેને માંડ માંડ સમઝાવી તેને સોમવારે સાથે આવવા માટે રાઝી કરી લીધો. તેણે મારા પ્રસ્તાવનો મને-કઃમને જ સ્વીકાર કરેલો.

સોમવારે અમો બરૈલી શરીફ થી નેપાળ જવા રવાના થયા. ક્યાંય પણ રોકાયા વગર પંથ કાપતા રહ્યા. સતત પ્રવાસ ખેડી ને અમો બુધવાર ના વહેલી સવારે હરરાજી ના સ્થળે નેપાળ પહોંચ્યા. અને અમારા આશ્ચર્ય નો કોઈ પાર ન હતો. કેમકે :-

નેપાળ માં ફોરેસ્ટ ડિપાર્ટમેન્ટ ના "ડાક બંગલે" અમો પહોંચ્યા. જ્યાં કોન્ટ્રાક્ટમાં ભાગ લેવા આવનારા કોન્ટ્રાક્ટરો ના ઉતારાની વ્યવસ્થા હોય છે. અમો ડાક બંગલાના કમ્પાઉન્ડ માં પ્રવેશ્યા ત્યારે એવી કલ્પના કરેલી કે મોટા ભાગના મહેમાનો ચાલ્યા ગયા હશે અને ડાક બંગલો ખાલી જ હશે. અમોને સારી સગવડ વાળો રૂમ મળી જશે. પણ ડાક બંગલા નો ગાર્ડ (ચોકીદાર) મારી





સાથે આવેલા મેનેજર ને વર્ષો થી ઓળખતો હતો. તેણે માહીતી આપી કે ડાક બંગલો ભરચક જ છે. અને તેના કારણમાં ............ .........એક ચોંકી જવાય તેવી માહિતી પ્રદાન કરતા વોચમેને જણાવ્યું કે સોમવાર ના થનારી હરરાજી કેન્સલ થઇ ગઇ છે અને **સોમવાર ના બદલે આજે બુધવાર ના બપોરે ચાર વાગ્યે હરરાજી છે.**

વોચમેન ના મુખે થી ઉપરોક્ત માહિતી જાણીને અમારા આશ્ચર્ય નો પાર નહોતો. સોમવારે થનાર ઓક્શન (હરરાજી) શા માટે વિલંબીત કરી દેવામાં આવી ? તે પ્રશ્ન નો જ્યારે ચોકીદારે (વોચમેને) જવાબ આપ્યો, તેને સાંભળી ને અમારા રૂવાંડા ખડા થઈ ગયા અને શરીરમાં એક આછી કંપારી વછુટી ગઈ. વોચમેને કહ્યું કે સોમવારે સવારે દસ વાગ્યે નક્કી થયા મુજબ **"ઓક્શન"** નિશ્ચિત જ હતું. તેમાં ભાગ લેવા દિલ્લી, લખનઉ, કલકત્તા, બનારસ, પટના, મદ્રાસ, નાગપુર વગેરે સ્થળો થી મોટા મોટા કોન્ટ્રાક્ટરો રવિવાર થી જ આવી પહોંચેલા અને બધા ફોરેસ્ટ ના આ ડાક બંગલા માં જ રોકાયેલા હતા. લગભગ સોળ (૧૬) થી સત્તર (૧૭) કોન્ટ્રાક્ટરો ઓક્શન માં ભાગ લેવા પોતાની સાથે લાખો ની જંગી રકમ રોકડ સ્વરૂપે સાથે લાવેલા.

નેપાળ ના જંગલ અને આસપાસ ના વિસ્તાર માં ધાડ અને હત્યાઓ દ્વારા કાળો કેર વરસાવી પોતાની જબરી ધાક સ્થાપિત કરી લોકોને થરથર ધ્રુજાવનારી **"બહાદુર ડાકુ ની ગેંગ"** ને આ બાબત ની જાણ થઈ કે જંગલ ના લાકડા ની હરરાજી માં ભાગ લેવા મોટા માથા જંગી રોકડ રકમ સાથે લાવી ને ફોરેસ્ટના ડાક બંગલામાં રાત વાસો કરી રહ્યા છે, તો મોડી રાત્રે લગભગ ૨:૩૦ થી ૩:૦૦ અર્સામાં એંસી થી નેવું જેટલા હથિયારધારી ડાકુઓ પોતાની સાથે ઘાતક હથિયારો સાથે આવી ચડ્યા અને **અમો બધા વોચમેન ના માથે બંદૂક ના નાળચા મુકી બાન રાખ્યા અને ડાક બંગલા ને ઘેરી**

વળ્યા અને થોડી વાર માં ડાકુઓ નો સરદાર આવી ચડ્યો અને તેનો આદેશ મળતા જ ડાક બંગલા ઉપર બધા ડાકુઓ એકી સાથે તૂટી પડવા ત્રાટક્યા અને બધા કોન્ટ્રાક્ટરો ને લૂંટી લીધા.

ડાકુઓ એટલા બધા નિર્દય હતા કે કોન્ટ્રાક્ટરો ના માલસામાન, કપડા, ઘડિયાળ, વીંટી, અને ઝરૂરિયાત ની બધી વસ્તુઓ લૂંટી લીધી અને બધાને ચડ્ડી બનિયાન ની અર્ધ નગ્ન પરિસ્થિતી માં મૂકી દીધા. હદ તો ત્યાં થઈ ગઈ કે ડાક બંગલા નો ટેલીફોન નો સ્ટુમેન્ટ (ડબલો) અને વાયરલેસ સેટ પણ પોતાની સાથે લેતા ગયા. લૂંટફાટ ની પ્રક્રિયા ફક્ત અડધા કલાક માં સમેટી ડાકુઓ રાત ના અંધકાર માં જંગલમાં ગાયબ થઈ ગયા. વગર વિચાર્યે અને અણધાર્યો આ બનાવ અચાનક બની ગયો. ફોરેસ્ટ ના ઇતિહાસ માં પહેલી વખત આવું બન્યું. અમો બધા વોચમેનો અને કોન્ટ્રાક્ટરો હતપ્રભ બની ગએલા. કોન્ટ્રાક્ટરો મોટી રકમ લૂંટાઇ જવાના આઘાતમાં અર્ધ મુર્છિત અવસ્થામાં દીગમૂઢ બની ગયા.

આવી મોટી ધાડ ની જાણ પણ અમો કાટમંડુ ખાતેની વડી કચેરીને કરી શક્યા નહીં. કેમકે સંદેશ વ્યવહારના બધા સાધનો પણ ડાકુઓ લૂંટી ગયા હતા. સવારે કાટમંડુ થી ઓક્શન માટે ફોરેસ્ટ ના અધિકારીઓ અહીં આવ્યા ત્યારેજ તેઓને સમગ્ર ઘટના ની જાણ થઈ. ઓક્શન શક્ય જ ન હતું કેમકે કોઇ પણ કોન્ટ્રાક્ટર ના ગજવામાં ફૂટી કોડી સુધ્ધા ન હતી. અરે... અંગ ઉપર પુરતા કપડા પણ નહોતાં. આ ઘટના ની જાણ થતાં જ ગવર્મેન્ટ તંત્રમાં દોડધામ મચી ગઈ, પણ બધું વ્યર્થ. અંતે... લૂંટાએલા કોન્ટ્રાક્ટરો ના ઘરે વાયરલેસ દ્વારા જાણ કરી અને જે પુનઃભાગ લેવા માંગતા હતા તેઓના સ્નેહીઓ ને ફરીથી રોકડ રકમ લાવવા જાણ કરી ત્થા અમુક નવા કોન્ટ્રાક્ટરો ને પણ બોલાવ્યા છે અને જેથી જ





ઓક્શન (હરરાજી) સોમવાર ના સવાર ના દસ વાગ્યા ના બદલે આજે બુધવારે બપોરે ચાર વાગ્યે રાખવામાં આવેલ છે.

# "વાહ મેરે મુફ્તી આઝમ"

અહીં સુધીનું વર્ણન કર્યા બાદ જનાબ લિયાકત સાહેબ ના ગળે ડુમો ભરાઈ ગયો. હળવા ડુસ્કાની ધ્વની સંભળાવવા લાગી. ચક્ષુઓ થી અશ્રુઓની વણથંભી વણઝાર શરૂ થઈ ગઈ. ભીની આંખો અને તરડાએલા સ્વરે પોતાની વાત આગળ વધારતાં કહ્યું કે :-

**"વાહ ! મારા મુફ્તી આઝમ!"** મને કેવો બચાવી લીધો. શુક્રવારે રાત્રે બરૈલી થી રવાના થવાની રજા ન આપી, તે ન જ આપી. ત્રણ ત્રણ વખત રજા લેવાના પ્રયત્નો કરી જોયા પણ દર વખતે આપ એક જ વાક્ય ફરમાવતા કે **"પીર કે દિન યહાં સે જાના"** તેનો સ્પષ્ટ અર્થ એ થાય છે કે રવિવાર ની રાત માં અસ્તિત્વમાં આવનારી લૂંટફાટ ની ઘટના હઝરત અહીં બેઠા બેઠા જોઈ રહ્યા હતા. જો હૂં શુક્રવારે રાત્રે બરૈલી થી રવાના થયો હોત તો રવિવારે રાત ના નવ અથવા દસ વાગ્યે નેપાળ પહોંચી ગયો હોત અને મોડી રાત્રે ડાકુઓ દ્વારા લૂંટાઇ ગયો હોત અને મારા જીવનભર ની કમાણી એક ઝાટકે લૂંટાઈ જતાં પાયમાલ થઈ ગયો હોત.

અરે તેના થી વધીને એક હકીકત ની સ્પષ્ટતા કરી આપું કે હઝરતે એક તીર દ્વારા બે શિકાર કર્યા. મને લૂંટાતો બચાવીને મને બરબાદ થતાં તો બચાવ્યો પણ સાથે સાથે આબાદ પણ કરી દીધો. કેમકે સોમવાર ની હરરાજી નવેસર થી બુધવાર ના યોજવામાં આવી, તેમાં ભાગ લેવા કોઇ મોટો કોન્ટ્રાક્ટર આવ્યો જ નહીં. અમૂક આસપાસ ના સામાન્ય કેપેસીટી વાળા કોન્ટ્રાક્ટરો આવ્યા પણ

મારી સામે હરિફાઈમાં બોલી (બીટ) બોલી શકે તેવો એક પણ સમર્થ કોન્ટ્રાક્ટર ડોકાયો જ નહીં. તે દિવસે મોટા કોન્ટ્રાક્ટરો માં ફક્ત હૂં જ એક એવો હતો કે જેના અંગ ઉપર પુરતા કપડા હતા અને ગજવામાં રૂપિયા હતા. હરરાજી માં કોઈ હરીફ હતો નહીં. જેથી મને એકદમ સસ્તા ભાવમાં જંગલ ના લાકડા નો કોન્ટ્રાક્ટર મળી ગયો અને અઢળક રૂપિયા કમાયો.

## “હઝરત ના ઈન્તેકાલ પછી આવતી મુસીબતો ના હલ માટે તાજુશ્શરીયહ”

જનાબ લિયાકત સાહેબ ઘણીવાર સુધી **પીરો મુર્શિદ હુઝૂર મુફ્તી આઝમે હિન્દ** રદિઅલ્લાહો અન્હો વિષે બોલતા રહ્યા. સમગ્ર વાર્તાલાપ દરમિયાન તેઓની અને મારી બન્નેની ચક્ષુઓ થી અશ્રુઓનો ધોધ સતત વહેતો રહ્યો. અંતમાં તેઓએ મને કહ્યું કે માફ કરશો. હૂં થોડીક જ વાર માં આવું છું. તેઓ પોતાના સ્થાને થી ઉભા થઈ મકાનના અંદર ના ભાગમાં ગયા અને થોડી જ વારમાં હાથમાં હઝરત નો **“લાઇટ બ્રાઉન કલર”** નો અમામો શરીફ લઇને પાછા આવ્યા અને કહ્યું કે જ્યારે હઝરત નો ઇન્તેકાલ થએલો અને દફન વિધી પુર્ણ કરી હૂં આ જગ્યાએ આવીને બેઠો અને હઝરત ને યાદ કરીને ચૌધાર આંસુએ રડી રહ્યો હતો. હઝરત ના અમામા શરીફ ને ક્યારેક આંખો થી ક્યારેક માથા ઉપર સ્પર્શ કરીને પાગલ ની જેમ ચુમતો હતો અને ધ્રુસ્કે ધ્રુસ્કે રડતો હતો કે અચાનક શું જોઉ છું કે **હઝરત પોતાના શાહી લિબાસ માં હાથમાં લાકડી લઇને મારા બેઠક રૂમ ના દ્વારે ઉભા છે.** મને રડતો જોઇને ફરમાવ્યું કે **લિયાકત શા માટે રડે છે ?** મૈં અર્ઝ કરી કે હઝરત હૂં અનાથ થઈ ગયો. બેસહારા થઈ ગયો. આપ અમને રડતા મુકીને





ચાલ્યા ગયા. હૂં સદંતર બેસહારા બની ગયો. હવે હૂં કોની પાસે મારી સમસ્યાઓના નિરાકરણ માટે જઇશ ?

**મારી મનોવ્યથા નું નિરાકરણ કરવાના આશય થી હઝરતે ફરમાવ્યુ કે ચિંતા ન કરો. હૂં તમારી વચ્ચે નથી તો શું થયું ? હવે થી મારા બદલે “અખ્તર મિયાં” પાસે જતા રહેશો.**

**નોટ :** સરકાર મુફ્તી આઝમે હિન્દ પોતાના જાનશીન અને આપણા બધાના રહેબર **તાજુશ્શરીયહ, જાનશીને મુફ્તીયે આઝમે હિન્દ, હઝરત અલ્લામા શાહ મુફ્તી અખ્તર રઝા ખાં સાહેબ અઝહરી મિયાં સાહેબ કિબ્લા** ને હમેશાં પ્યાર થી **“અખ્તર મિયાં”** કહીને સંબોધન કરતા હતા.

જનાબ લિયાકત સાહેબે કહ્યું કે **હઝરત તાજુશ્શરીયહ અલ્લામા અખ્તર રઝા સાહેબ કિબ્લા** મારા હાથમાં રમેલા છે. તેઓનું બાળપણ અમારી સામે વિતેલું છે અને હૂં હમેશાં તેઓને **“અખ્તર મિયાં”** કહીને જ બોલાવતો અને એક બાળક બલ્કે આપણી ઔલાદ જેવું વ્હાલ અને વર્તન કરતો હતો પણ ઇન્તેકાલ બાદ પીરો મુર્શિદે મને સમશ્યાઓ ના નિરાકરણ માટે હઝરત તાજુશ્શરીયહ કિબ્લા પાસે જવાનું સૂચન ફરમાવ્યું તે દિવસ થી મૈં હઝરત કિબ્લા **અખ્તર રઝા ખાં સાહેબ** ની સાથે મારૂં વર્તન એકદમ બદલી નાખ્યું અને પોતાના સંતાન જેવો વહેવાર કરવાના બદલે હવે હૂં તેઓને એક બુઝુર્ગ જેટલું માન આપું છું.

અલ્લાહ તઆલા તેના હબીબે પાક સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના સદકા માં **હઝરત કિબ્લા અખ્તર રઝા ખાં સાહેબ તાજુશ્શરીયહ** (દામતબરકાતુહુમુલ-કુદસિયા) નો સાયો આપણા ઉપર લાંબા સમય સુધી કાયમ રાખે અને તેઓને સ્વાસ્થય ભર્યુ દીર્ઘ આયુષ્ય અર્પણ કરે અને **હુઝૂર મુફ્તી આઝમે હિન્દ** ના નેઅમલ-બદલ સ્વરૂપે આપણી વચ્ચે રાખીને ફૈઝ ના દરિયા વહેવડાવતા રાખે.  આમીન.

# “બખ્શિશ કા મઝબૂત સહારા”

સભી સે આ’લા ફત્વા હૈ, તુમ્હારા મુફ્તીયે આ’ઝમ
સભી સે આ’લા તકવા મેં, હમારા મુફ્તીયે આ’ઝમ.

ભરી હૈ અપની ઝોલી તેરે દર કે હર સવાલી ને,
ન ફેરો મુઝ કો તુમ ખાલી ખુદારા, મુફ્તીયે આ’ઝમ.

મિલી હૈ દૌલતે ઈમાં, મુઝે તેરી ઇનાયત સે,
ન છૂટે હાથ સે દામન તુમ્હારા, મુફ્તીયે આ’ઝમ.

ફંસી હૈ નાવ મેરી બીચ મંજધારે સમન્દર મેં,
લગાદો મેરી કશ્તી કો કિનારા, મુફ્તીયે આ’ઝમ.

મેરે આકા, મેરે મૌલા, મેરે મા’વા, મેરે મલ્જા,
સંભાલો મુઝકો તુમ દે કર સહારા, મુફ્તીયે આ’ઝમ.

તેરા દીદાર દીદારે રઝા, દીદે રઝા ક્યા હૈ ?
કિયા હૈ શાહે જીલાં કા નઝારા, મુફ્તીયે આ’ઝમ.

તેરે દર પર તડપતા હૂં, મચલતા હૂં, બિલકતા હૂં,
મિલે દિલ કો સુકૂં, કર દે ઇશારા, મુફ્તીયે આ’ઝમ.

હુવા મૈં કાદરી, બરકાતી, રઝવી ઔર નૂરી ભી
હુવા મઝબૂત બખ્શિશ કા સહારા, મુફ્તીયે આ’ઝમ.

મિટાએ ક્યા ઝમાના ? મુઝ પે સાયા તેરે દામનકા,
મુસીબત મેં સહારા હૈ હમારા, મુફ્તીયે આ’ઝમ.

યહી હૈ આરઝૂ “મસ્રૂફ” કી, કરદો ઇસે પૂરી
કરા દો ખ્વાબ મેં અપના નઝારા, મુફ્તીયે આ’ઝમ.

અઝઃ અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની “મસ્રૂફ” બરકાતી નૂરી